# ઊર્મિ

કારતક–માગસર ૧૯૯૨

તંત્રીઓ

**ડોલરરાય માંકડ**

**ભવાનીશંકર વ્યાસ**

**ચમનલાલ ગાંધી**

वन्देमहि च तां वाणीं अमृतां आत्मनः कलाम् ।

चतुर्मुखमुखाम्भोजवनहंसवधूर्मम।
मानसे रमतां नित्यं सर्वशुक्लासरस्वती॥

आचार्य दण्डिनः







# ઊર્મિ

વર્ષ ૫ મું • ભાષા અને સાહિત્યનું માસિક • અંક ૧-૨

## अस्मदीयम्

ઊર્મિના ગયા કાવ્યાંકનાં અસ્મદીયમ્માં આપણા કવિઓએ હવે પોતાનું ધ્યાન પ્રસંગકાવ્યો તથા કથાકાવ્યો તરફ દોરવું જોઇએ, એમ અમે લખ્યું હતું,[1] એટલે આ કાવ્યાંક એવાં

૧. રા. રા. બળવન્તરાય ક. ઠાકોર આવા ખંડકાવ્યોનો એક સંગ્રહ બહાર પાડવાના છે એમ એમણે જાહેર કર્યું છે તે અમારાં આ લખાણને સ્વતંત્ર ટેકારૂપ ગણાય. અમારાં એ લખાણનો અર્થ અમે આવાં ટૂંકાં કાવ્યો હવે રચાવાં જ ન જોઇએ એમ માનીએ છીએ એવો કરાયો છે. તો કહેવું જોઇએ કે અમારો મત એવો છે જ નહીં. ટૂંકાં કાવ્યો લખે છે તે બધાની લાંબાં કાવ્યો લખવાની લાયકાત પણ નથી હોતી. આ બન્ને સ્વતંત્ર કલા છે અને બનેનો પૂર્ણવિકાસ ઇષ્ટ છે.

ખંડકાવ્યોનોજ બહાર પાડી શકીએ છીએ તેથી અમને હર્ષ અને સંતોષ થાય છે. અલબત્ત, હજી તો આવો પ્રયોગ પ્રથમપહેલોજ છે: પણ તેથીજ આમાં છપાએલ લાંબાં કાવ્યો[2] વિશે થોડુંક વિવરણ કરવાની અમારી ફરજ સમજીએ છીએ.

**'મણીચોરીના આળનું પુનર્જીવન'**માં દિ. બ. કેશવલાલે, ઘણી જ હિમ્મતથી એક નવી પધ્ધતિને અખત્યાર કરી છે. એ પધ્ધતિની શાસ્ત્રીયતા વિશે મતભેદ રહેશે એટલું કબુલ કરી લઇએ તો એમના આ પ્રયત્નને પરિણામે, આપણાં આ સુન્દર નાટકરત્નની ઉત્તમોત્તમ બની શકે તેવી વાચના આપણને મળી છે એમ ખુશીથી કહી શકાય. કાલ અને કર્તૃત્વના પ્રશ્નથી પર જઇને માત્ર કૃતિનેજ દષ્ટિ સમક્ષ રાખીને વિચારીએ તો એમ ગણી શકાય કે આ પ્રયત્નના બીજા ગુણદોષ ગમે તે હોય પણ એથી આપણને **સત્યભામા**ખ્યાનની સુન્દર વાચના તો મળે છે જ. અને એ ઉપકાર કંઇ ન્હાનોસૂનો નથી.

**'બુદ્ધ'**નાં પ્રકાશનથી આપણાં કાવ્યસાહિત્યમાં એક નવી દિશા ઉઘડે છે. આજ સુધી લખાયલાં પ્રસંગકાવ્યોના મુકાબલે આ કાવ્યમાં સાચાં આખ્યાનકાવ્યનાં કેટલાંક તત્ત્વો પ્રધાનપણે, આપણાં સાહિત્યમાં તો પહેલીજ વાર, બહાર આવે છે.

સંસ્કૃતસાહિત્યનાં **ન**લોપાખ્યાનાદિ આખ્યાનોમાં દેખાતાં તત્ત્વો તેમજ આપણાં **ન**ળાખ્યાનાદિમાં દેખાતાં તત્ત્વોનો આમાં અમુક અંશે સંયોગ થયો છે. વર્ણનપ્રધાન અને કથનપ્રધાન શૈલી આવાં કાવ્યોમાં મુખ્યત્વે કરીને હાજર હોવી જોઈએ. અને આ

૨. આ અંકમાં કાવ્યો બનતાં સુધી કવિવયના અનુક્રમે છાપ્યાં છે.

બન્ને તત્ત્વો આ કાવ્યમાં ઠીકઠીક પ્રમાણમાં હાજર છે. અલબત્ત આખ્યાનશૈલીનું ત્રીજું મુખ્ય તત્ત્વ પ્રસાદ-સરલતા-આમાં બહુ નથી: છતાં એને વાંચતાંજ એ આખ્યાનશૈલીમાં રચાયું છે એમ પરખાઇ જાય છે, તે એનાં ઉપલાં બે તત્ત્વોને લીધે.

આપણાં સંસ્કૃત આખ્યાનોમાં વ્યાપક છંદ અનુષ્ટુપ રહેતો; અહીં ઉપજાતિ [ઉપેન્દ્રવજ્રા] અને તિથિકલ છન્દો વ્યાપક રીતે વપરાયા છે. તેમાંથી ઉપજાતિ વીરકાલનાં આખ્યાનોમાં વ્યાપક રીતે નથી વપરાયો તે ખરું, પણ પાછળનાં મહાકાવ્યોમાં તો એ વ્યાપક રૂપે દેખાય છે ખરો. એટલે એની એવી યોગ્યતા સાબીત ગણાય. તિથિકલ છન્દ નવો છે, પણ એનાં આંતરતત્ત્વવાળો ચોપાઇ છંદ [તુલસીદાસનાં રામાયણનો] તો બહુજ લોકપ્રિય નીવડયો છે. તિથિકલમાં દર ચોથી માત્રાએ તાલ આવે છે. [૧, ૫, ૯, ૧૪ વગેરે] તેમ જ આ ચોપાઇમાં પણ આવે છે, અને આ બન્ને છન્દનું ખરું વ્યાવર્તક તત્ત્વ પણ એ જ લાગે છે. આમ લોકપ્રિય નીવડી ચૂકેલા છન્દના નવાવતારને ચાલુ કરીને રા. રા. **બલવન્તરાય ક. ઠાકોરે** આખ્યાનશૈલીને ઘણોજ અનુકૂળ આવે એવો એક છન્દ આપણને બતાવી દીધો છે. શુદ્ધ આખ્યાનશૈલીનાં તત્ત્વોવાળું આ આપણું પહેલું કાવ્ય ગણાય. કાવ્યપ્રદેશની બીજી અનેક દિશાઓ તેમ આ દિશા પણ પહેલીવાર ઉઘાડી દેવાનો જશ રા. રા. **બલવન્તરાય ક. ઠાકોરને** છે.

**રામ-વિરામ**માં **લલિત**જીનો ગુજરાતપ્રેમ પદે પદે તરી આવે છે. અલબત્ત **બાહુક**ના રચનારા **લલિત**જી આપણને આટલા મોડા મોડા પણ ખંડકાવ્યો આપવા મંડે છે એ આપણું સુભાગ્ય છે. ભાવ શબ્દ અને વ્યકિતનાં માર્દવને લીધે એમનું કામ જૂદું જ તરી આવે છે.

**'મહાપ્રસ્થાન'**થી ભાઇ **ઝવેરી**એ શરૂ કરેલ મહાકાવ્યનો છેલ્લો મણકો આપણને મળે છે. વચમાં કેટલાક મણકાઓ

હજી તૂટક છે, પણ આ દરેક મણકો સ્વયંસ્વતંત્ર છે તેથી એક ખંડકાવ્ય તરીકે આનું મૂલ્ય આંકી શકાય ખરૂં. જેને કવિત્વ-ચમત્કૃતિ કહેવાય છે તેનું ઉદાહરણ આ કાવ્યમાં બહુ સુન્દર રીતે દેખાય છે. કાન્તની શૈલીએ વૃત્તવૈવિધ્યને જાળવીને ખંડકાવ્ય લખવામાં ઝવેરીએ સારી સફળતા મેળવી છે. કાન્તની ઝડઝમકને પહોંચતાં તો હજી વાર લાગે તેમ છે, પણ એની વધુમાં વધુ લગોલગ આપણા નવા કવિઓમાંથી કોઇ આવી શકતું હોય તો તે ભાઇ ઝવેરી છે એવું અમારૂં નમ્ર માનવું છે. એનું પદલાલિત્ય જુવો, એની વૃત્તપૂર્ણતા જુવો, એની અલંકારવ્યકિત જુવો કે એનું ભાવાલેખન જુવો; બધી રીતે કાન્તશૈલીમાં, કાન્તની પછી બેસવાનો હક્ક ભાઈ ઝવેરીને જ છે. આ કવિતાનું ઝાઝું પૃથક્કરણ કર્યો વગર જ એના એક અંશ ઉપર અમે ભાર મૂકવા ઇચ્છીએ છીએ. ૪૨૩ મી લીંટીથી શરૂ થતા અંતિમ વિભાગને જે સુન્દર ધ્વનિથી સંપેટયો છે તેવો સુભગ ધ્વનિપ્રકાર આપણાં તો આપણાં, પણ પરસાહિત્યમાં યે વિરલ જ છે.

'લોકલીલા'નાં કાવ્યથી પણ આપણાં અર્વાચીન કાવ્યસાહિત્યમાં એક નવી દિશાજ ઉઘડે છે. આપણા પ્રાચીન કવિઓની શૈલીમાંલાંબું કાવ્ય લખી જોવાનો પ્રયાસ સ્તુત્ય છે. ઊર્મિનાં પાનાઓમાં જ હમણાંહમણાં લોકજીવન અને સાહિત્યને લગતી જે થોડીક ચર્ચા આવી છે તેથી એટલું તો સર્વાનુમત ઠરે છે કે લોકભોગ્ય સાહિત્યની પણ જરૂર છે ખરી. આપણા નવા વિચારો અને નવા દષ્ટિકોણો જો સામાન્ય લોકગણ ઝીલી શકે એવી આપણી ઇચ્છા હોય તો એને અનુકૂળ આવે એવી અને એ ઝીલી શકે એવી શૈલીમાં જ લખાણ થવું જોઇએ. આ કાવ્યનો અહીં છપાતો ભાગ વાંચ્યા પછી જણાશે કે સામાન્ય લોકો ઝીલી શકે એવા ઢાળ, ભાષા અને ભાવમાં ઉતારેલું આ કાવ્ય સફળ છે. અને આપણા નવા કવિઓ-માંથી આ કાર્યને માટે વધુમાં વધુ લાયકી ભાઈ સુન્દરમ્‌ની છેએ પણ દેખીતું છે. અને જો એ આ કાવ્યપ્રકારને

આમ શરૂ કરીને પૂર્ણ બેડશે તો તેમની કીર્તિ આપણાં લોકમાનસમાં ઘર કરી બેઠેલા પ્રાચીન કવિઓ જેવી અને જેટલી અક્ષય્ય થશે એ પણ નિઃશંક. અને એટલું પણ કહી દઈએ કે અહીં છપાયો છે તે ભાગ બતાવે છે તેવું ચિન્તન આ શૈલીને ભારે નથી પડતું. અલબત્ત હાથ બેસતાં એ શૈલીનાં કેટલાંક વિશિષ્ટ તત્ત્વ આપોઆપ બહાર આવતાં જશે.

**'સીમાડાના પથ્થર પર'**માં ભાઈ ઉમાશંકરે અર્થગમ્ભીર ચિન્તનભર્યો એક વિષય સફળતાથી ખીલવ્યો છે. ગુલબંકીની લયબદ્ધ સ્વતંત્ર ગતિમાં કવિ ઘરમાં ફરતા હોય તેમ સહેલાઈથી વિલસી શક્યા છે. કાવ્યની કલ્પનામાં મોહકતા અને ચિન્તનનું આકર્ષણ ઘણું જ છે.

**'પ્રિયા કવિતાને'**માં ભાઈ પૂજાલાલે એક બીજી જાતની પણ ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી છે. અમૂર્ત ભાવને કલ્પનોત્તેજનાના રંગે બહલાવતાં હજી સુધીનાં ગુજરાતી ખંડકાવ્યોમાં આની બરોબરી કરે એવું બીજું કાવ્ય કોક જ હશે. **'આરોહણ'** ની સિદ્ધિ પણ ઘણી ઉચ્ચ છે, પણ એમાં અમૂર્ત ભાવને ચિન્તન અને ઊર્મિનાં બળે બહલાવ્યા છે; અહીં કલ્પનાનાં, રસોત્તેજક કલ્પનાનાં બળે અમૂર્ત ભાવે મૂર્તરૂપ ધારણ કર્યું છે.

**'ઉર્વશી'**નો પ્રયોગ આ પહેલો જ છે વૃત્તામાં રચેલી ઊર્મિનાટિકાનો આ લગભગ પહેલો પ્રયોગ કહીએ તો જરાય ખોટું નથી. રા. રામનારાયણે નાટકનાં ભાષણમાં પૃથ્વીના વપરાશની યોગ્યતા-યોગ્યતા વિશે થોડી ચર્ચા કરી છે. એ મુદ્દા વિશે નિર્ણય બાંધવામાં આવા પ્રયોગોનો ઘણો જ ઉપયોગ થશે. અહીં ધરેલાં આ નાટ્યસ્વરૂપ ઉપરથી એમ તો જરૂર કહી શકાય કે પૃથ્વીનો અહી કરેલો વપરાશ ભાવાનુકૂળ તો છે જ. અલબત્ત આખી નાટિકા ઊર્મિપ્રધાન છે; અને એની ઊર્મિને બહલાવવામાં કવિએ કલ્પનાની લગામને છૂટી મૂકી છે તેથી અહીં ચિન્તન ઓછું છે, છતાં પૃથ્વી ભાવાનુ-

ફૂલ લાગે છે, એમાં ગેયતા વગરનો આરોહઅવરોહ અનુભવાય છે તે નાટકના તખ્તા ઉપર થતાં ભાષણોદ્વારા ઉત્તેજીત કરાવાતા ભાવોને અનુકૂળ થાય એમ લાગે છે. અલબત્ત, હજી તો આ પ્રથમ પ્રયોગ છે, અને આવા ઘણા પ્રયત્નો થાય ત્યાં સુધી નિર્ણય બાંધી ન શકાય; પણ આ નૂતન આશાસ્પદ પ્રયોગ આપણાં સાહિત્યના વિકાસ માટે આદરણીય ગણાવો જોઇએ. રા. દુર્ગેશ શુક્લે આ પ્રયોગદ્વારા નવી દિશા ઉઘાડી છે, નિઃશંક. અને આખીયે નાટિકાની રચનામાં ઊર્મિયોગ્ય (લિરિકલ) ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી છે, કેમકે પહેલેથી છેલ્લે સુધી એમાં ઉચ્ચ પ્રતિનું કવિત્વ ચમકારા કર્યા કરે છે.

ટૂંકાં પ્રસંગકાવ્યો વિશે તથા પ્રાચીનકાવ્યોના વિભાગ વિશે અહીં ખાસ કાંઈ લખવાની જરૂર નથી. પણ આટલું લખવાની જરૂર છે કે પોતપોતાનાં રત્નજેવાં વહાલાં આબધાય લાંબાં કે ટૂંકા કાવ્યસર્જનો અમને આમ પ્રસિદ્ધ કરવાને મોકલીને આ સર્વ કવિબંધુઓએ અમને અત્યન્ત ઋણી કર્યા છે, તેથી અમે એમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે.

આવો અંક પ્રસિદ્ધ કરવો એ આપણાં સામયિકસાહિત્યમાં તો સાહસ જ ગણાય. પણ ઊર્મિના વાચકોએ આગળ પણ કાવ્યોમય અંકો અપનાવ્યા છે તેથી અમારો વિશ્વાસ વધ્યો છે આવડાં લાંબાં કાવ્યો [વધુમાં વધુ લાંબાં કાવ્યે આ અંકનાં ચાળીસ પાનાં રોકયાં છે] છાપ્યાં છે તેથી અમે આ વર્ષના પહેલા બે અંકો ભેળવીને આ એક ગણ્યો છે છતાં બીજાં પોણોસો જેટલાં વધુ પાનાં અમારે એમાં મૂકવાં પડયાં છે. ગ્રાહકો-વાચકોનો સહકાર ચાલુ રહેશે તો આ સાહસનો બદલો મળી ગયો છે એમ અમે સમજશું.

# મણિચોરીના આળનો પુનર્જન્મ

[ કૃષ્ણરસાનુપ્રેમાનંદભટ્ટગ્રથિત રોપદર્શિકાસત્યભામાખ્યાનનાં પહેલાં ત્રણ દશ્યો ]



દિ. બ. કેશવલાલ હ. ધ્રુવ

# મણિચોરીના આળનો પુર્નજન્મ

## કૃષ્ણસૂનુ પ્રેમાનંદ ભટ ગ્રથિત રોષદર્શિકાસત્યભામાખ્યાનનાં પહેલાં ત્રણ દશ્ય

### દિ. બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

#### પ્રસ્તાવના

• સ્રગ્ધરા •

૧ અંકે લેઇ શિવાને શિવ મુદિત[1] મને પ્રેમમગ્ને[1] રહ્યા'તા.
એવે ત્યાં શંભુહસ્તે પ્રિય વર વિજયા ભૃંગી અર્પી ગયા'તા.
તેમાંની અલ્પ ભોગે પ્રથમ શિર ધરી પાર્વતીને કહ્યું, 'લ્યો'.
'ગંગા પે'લી સતીથી! ગ્રહણ નવ કરૂં ભોગવ્યું! આ રહ્યું ઘો!'

• શાર્દૂલવિક્રીડિત •

અષ્ટાંગે પ્રણમી સતી મનવતા પ્રત્યક્ષ પોતે પ્રભુ.
'ના ના ના, વિજયા ગ્રહું નવ કદા. ગંગા ગણી, હે વિભુ!'
નંદ્યારૂઢ વને ગયા જ, વિજયા લાવ્યા, કહે:— 'શે દૂભું?'
અર્પી સર્વ સતી સુખી શિવ કરે. તે પ્રેમમાં[2] હું લુભું.

૨ **સૂત્રધાર** નાન્દ્યન્તે પ્રવેશ કરી નેપથ્યાભિમુખ નિહાળી— અલં. વિસ્તારનું પ્રયોજન શું? મારિષ! આ મગ આવ્ય.

૩ **પારિપાર્શ્વિક** પ્રવેશ કરી—ભાવ, આવ્યો. શી આજ્ઞા છે?

૪ **સૂત્રધાર**— મારિષ! આ સુહર્જ્જન, વિદ્વર્જ્જન, મહાજન આદિ બિરાજેલા છે. એ સર્વની આગળ ગુર્જરગિરામાં કૃષ્ણસૂનુ-પ્રેમાનંદ ભટ-ગ્રંથિત રોષદર્શિકાસત્યભામાઆખ્યાન ભજવવાનો મેં નિર્ણય કર્યો છે. જા, તું વાદિત્રાદિ સાહિત્ય તૈયાર કર્ય.

૫ **પારિપાર્શ્વિક**—ભાવ! શું, ઝાડખીડ બળી જઈ હીગોરે હિમ ઠર્યાં? ઠીક વારૂં, સાંભળો. કાલિદાસ, સોમિલ, બાણ,

૧ મુદમનથી મોહમગ્ને ૨ પાદમાં

ભવભૂતિ, જયદેવાદિ કવીશ્વરોના નાટક છતાં અને તે પણ દેવ-ગિરામાં,[3] ગુણાદિથી હીન ગુર્જરગિરામાં નવીનારંભકારી[4] પ્રેમાનંદ -ગ્રથિત વસ્તુનો પ્રયોગ કરવો, એ કેવી હસારત !

૬ **સૂત્રધાર**—મારિષ ! નવીનારંભ હોવાથી રસિક પ્રેક્ષકજન દોષદર્શી થશે નહિ.

૭ **પારિપાર્શ્વક**—હાં એ તો ઠીક. પણ તમે તો નાટક શબ્દને પણ નાતબહાર મૂકયો છે ! આખ્યાન અને તે ભજવવું ! શિવશિવ, આપણે તો નથી સાંભળ્યું, નથી જોયું, કે નથી જાણ્યું. ગમે તેમ થાઓ; પરંતુ કહો કે તમે, ઉત્તમ પાત્રની જે દેવગિરા, તેનો[5] ગોટો વાળી તેને ઠામે ગુર્જરગિરા વાપરશો; પણ સામાન્ય પાત્રની બાલભાષા વિષે શું ?[6]

૮ **સૂત્રધાર** સરોષ—જે[7] જેનું કાર્ય નથી તેમાં તેણે બોલવું ઉચિત નથી. નાટકને સ્થળે કોઇ પણ પ્રાકૃત ભાષામાં આખ્યાન શબ્દ યોજવો તથા સામાન્ય પાત્રની બાલભાષાનો ત્યાગ કરવો એ મારા વચન પર પ્રતીતિ ન હોય તો મહાન હેમાચાર્યપ્રણીત प्राकृतप्रभाकरनुं પંચાણુમું સૂત્ર જોઇ નિર્ણય કરી લેવો. આ વિષય આ પ્રબંધ સાથે સંબંધવાળો ન છતાં વ્યર્થ કાલક્ષેપ કરાવ્યો. વારુ જો, મેં નટીને સત્વર સિધારવા કહ્યું હતું, છતાં વાર કેમ થઇ ?

૯ **પારિપાર્શ્વક** નેપથ્યાભિમુખ નિહાળી—ભાવ ! જુઓ આ આવે. હું પણ આજ્ઞા અનુસાર વર્તવા વિચરું છું (જાય છે).

૧૦ **નટી** પ્રવેશ કરી—આર્ય[8] ! મારી સખી ગુર્જરગિરાનો આનંદમય સંદેશો સાંભળતાં વાર થઇ, તે માટે ક્ષમા કરશો. પરિજનને શી આજ્ઞા છે ?

૧૧ **સૂત્રધાર**—આર્યે જો બાધ ન હોય તો તમારી સખીના સંદેશાથી મને વિદિત કરશો.

૩ દેવગીરામાં તો પછે ૪ અને તે પણ નવીન
૫ તેનો તો ૬ શું બોલો છો ? ૭ જેમાં ૮ આર્યપુત્ર

૧૨ **નટી**—આર્ય[૯]! તેણે કહેલું ઘણું છે અને આપને સાંભળવાનો અવકાશ ઓછો છે; તોયે પૂછવા પરથી સાર માત્ર કહું છું. મારી સખી આર્યે[૧૦] આરંભેલા કામથી ઘણી ખુશી થઇ છે અને આપનાં વખાણ કરે છે.

૧૩ **સૂત્રધાર**—હાં, ઠીક, પ્રિયે પ્રેક્ષકજનનાં ચિત્ત ગદ્યે[૧૧] લોચાઈ ગયાં છે. તેને પદ્ય વડે પ્રફુલ્લિત કરો.

૧૪ **નટી**—આર્યને[૧૨] કયા વિષય પર પ્રીતિ છે?

૧૫ **સૂત્રધાર**—આર્યે! આર્યની[૧૩] અભિરુચિનો ઉપયોગ આ સ્થળે નથી, કિન્તુ પ્રેક્ષકજનની અભિરુચિરૂપ[૧૪]પ્રાવૃષને ચાતક થઇ નિહાળવાનું છે. તેથી કૃષ્ણદેવની=[૧૫]કથા કહો,[૧૫] જેણે કરી સર્વેનાં મન પ્રસન્ન થશે.

૧૬ **નટી**—ઠીક. (નીચેની ચતુષ્પદિકા અભિનયપૂર્વક ગાય છે.)

· નવનીત ·

નવનીત નવલ ચકોરે[૧૬]ચોરે. ચોરે ચૂપાચૂપ[૧૬] હો રે
નવ[૧૭] નીત નવલ નિચોરે. અંગે[૧૮] અંગે કુચેષ્ટિત મોરે[૧૮]
નવ[૧૯] નીત નવલ ચિકોરે કાર્યે[૨૦] કાર્યે રુદે રૂપ કોરે[૨૦]
નવનીત નવલકિશોરે[૨૧] ધારી ધારી યુવામણિ ચોરે.

૧૭ **નેપથ્યમાં**—મારા પ્રિયતમને એ દૂષણ દેનાર કોણ?

૧૮ **સૂત્રધાર** આમતેમ જોઇ—આર્યે[૨૨] અવળું થયું.

૧૯ **નટી** ગભરાયલે વેશે—આર્ય! અવળું શું?

૨૦ **સૂત્રધાર**—કુળદેવીનું પૂજન કરી મહાદેવી[૨૪] રુકિમણી સખી સહ જાય છે. તેમને 'મણિ[૨૩] ચોરે'નો અર્થ સ્યમંતક સંબંધે સમજાયો લાગે છે. ચાલ[૨૫] જતાં રહીએ.

इति प्रथमं दृश्यम् ।

૯ આર્યપુત્ર ૧૦ આર્યપુત્રે ૧૧ ગદ્યમાં ગુંચાઇ ૧૨ આર્યપુત્રને ૧૩ આર્યપુત્રની ૧૪ ચિત્તરૂપ ૧૫=૧૫ કૃષ્ણકથા અને તે કામ સંબંધિની કહો ૧૬-૧૬ કિશોરે ચોર્યું ચોર્યું ચપાચપ ૧૭ નવરાત ૧૮-૧૮ કાર્યે કાર્યે હૃદે રૂપ કોરે ૧૯ નવભીત ૨૦-૨૦ અંગો અંગે કુચેષ્ટિત મોરે ૨૧ નવલ ચકોરે ૨૨ આર્યપુત્ર ૨૩ મણિચોરનો ૨૪-૦-૨૫ માટે ચાલ.

## અંક—૧

સરોષા રુક્મિણી તથા તેની બે સખીઓ પ્રવેશ કરે છે.

૨૧ **રુક્મિણી**—અલી કનકમાલિકે ! મારા પ્રિયતમ[૧] " મણિ ચોરે " એવું કહેનારૂં[૧] કોણ ? પકડી લાવ્ય તેને.

૨૨ **કનકમાલિકા**—દેવિ ! મારા તો તે જોવામાં જ આવ્યા નહિ. પણ પદ્મપ્રભા તમારૂં કોપવેણ સાંભળી દોડી ગઇ'તી તે ઉતાવળે આવે છે.[૨]

૨૩ **રુક્મિણી** પદ્મપ્રભાને નિકટ નિરખી–પદ્મપ્રભે? શોધ લાગ્યો કે ?

૨૪ **પદ્મપ્રભા** પ્રવેશ કરી સખેદ–અંધારૂં હોવાથી, હું કને જઇ પહોતી, છતાં ઓળખી શકી નહિ.

૨૫ **રુક્મિણી** સરોષ—પણ તેને મારી કને કયમ ન લાવી ?

૨૬ **પદ્મપ્રભા** હસ્ત જોડી—તે ઘણાં અને હું એકલી, માટે.

૨૭ **રુક્મિણી** સખેદ— ખાતર ખોદતાં જણાયલો ચોર ઝલાયો નહિ ! કનકમાલિકે, ચાલો, આ બનાવથી દેવને જાણીતા કરીએ આ તો ઘણું ખોટું.

બધાં જાય છે.

इति द्वितीयं दृश्यम् ।

રંગમહાલમાં સુખાસન પર બિરાજેલા કૃષ્ણદેવ શ્રીદામા સહ પ્રવેશ કરે છે.

૨૮ **કૃષ્ણદેવ**—શ્રીદામા ! સ્યમંતક મણિએ તો મને બાલ્યાવસ્થા પ્રાપ્ત કરાવી અને કાંચનપુરીને વેલીવાળું વ્રજ બનાવ્યું ! દૈવગતિ બલવત્તર છે. કરેલો શ્રમ પણ સિદ્ધિપ્રદ થયો નહિ !

૨૯ **શ્રીદામો**—વ્રજને તમે વીસારો. પણ વ્રજ તમને કયમ

૧ પ્રિયતમને મણિચોર કહેનાર ૨ આવતી જણાય છે.

વીસારે? વ્રજવનિતાના નિસાસા ન નડે એવો નર વિધિ નિર્માણ કરવાને શક્તિમાન કયમ થાય? કરો એવું પામો અને વાવો એવું લણો. શુદ્ધ થવાને શ્રમ તો કરવો જ પડે, પણ જગત તો ઝવેરી છે.

૩૦ **કૃષ્ણદેવ**—શું અલ્યા તું પણ એમ જ માને છે કે!

૩૧ **શ્રીદામો**--માને,[૧] તે વિચાર કેવો આણે? પડતીમાં[૨] પડતી.[૨]

૩૨ **કૃષ્ણદેવ**--સખા[૩]! પડતી કેવી[૪]?

૩૩ **શ્રીદામો**—ત્યારે ચડતીમાં ચડતી.

૩૪ **કૃષ્ણદેવ**--અલ્યા, એમ કેમ?

૩૫ **શ્રીદામો**—સ્યમંતકની ચૌરિકા રૂપી નદી વ્રજવનિતાના અશ્રુપ્રભાવે ચડતીમાં ચડતી જેવી જણાય છે; અને તેમાં શ્રીકૃષ્ણદેવ યત્ન કર્યા છતાં પણ તણાય છે.

૩૬ **કૃષ્ણદેવ**—અલ્યા, પડતીમાં પડતી કેમ[૫]?

૩૭ **શ્રીદામો**—ઉન્હાળાની[૬] તલાવડી જોઈ માછી તેને બીજી[૭] જેવી સૂકી[૭] માને છે, પણ સંતાઇ રહેલા[૮] દેડકા શબ્દ કરી આ સ્થળે સજીવન[૯] તલાવડી હશે એમ તેને શંકાશીલ કરે છે; જેથી તે તલાવડીની મત્સ્ય રૂપી સંપત્તિ[૧૦] હરાઇ જાય છે. એવી રીતે પૂર્વકૃત્ય સંભાર્યાથી[૧૧] દેવની સાખ[૧૨] પડતીમાં પડતી મનાય છે.

રુકિમણી ચાલતો પ્રસંગ શ્રવણ કરતી હતી તે રુભય જન ન જાણે તેમ બાજુએ જઇ સંતાય છે.

૩૮ **કૃષ્ણદેવ**—શ્રીદામા! કોઈ જન આમ ગયું એમ મને લાગે છે, જા જો.

૧ જાણે ૨-૨ પડતીમાં તો પડતી જ ૩ તારા જેવા જેને સખા છે તેને ૪ કેવી? ચડતીમાં તો ચડતી થવી જોઇએ

૫ શું ૬ ઉન્હાળાની સૂકાયલી ૭-૭ બીજી જગા જેવી જગા

૮ ગયેલા ૯ ૦ ૧૦-૧૦ તલાવડીનું રહેલું મત્સ્યરૂપી ધન પણ ૧૧ સાંભળવાથી ૧૨ ૦

૩૯ **શ્રીદામો** આમતેમ જોઈ—દેવ! અહીં કોઇ દીસતું નથી. હાં, હાં, હું સમજ્યો. આપના જેવાને એમ જ થાય.

૪૦ કૃષ્ણદેવ—શું, સખા! ત્યારે તેં મને ચૌર જ ધાર્યો કે?

૪૧ **શ્રીદામો**— ના, મેં નહિ, પુરજને.

૪૨ કૃષ્ણદેવ—તો તું કેર્ય તેમની પ્રતીતિ.

૪૩ **શ્રીદામો**—પણ પાછલી વાત શી રીતે ભુંસી નખાય?

૪૪ કૃષ્ણદેવ—ગોપિકાનું નવનીત લેતાં પિપીલિકા ઉતાર્યાનું કહેતા'તા તેમ.

૪૫ **રૂકિમણી** ઉભય ન સાંભળે તેમ સખેદ—શું? લોકોની શંકા સત્ય છે? ના ના, એમ હોય તો મણિ આણી[૧૩] કેમ આપે? વારૂં, આગળ શું થાય છે તે સાંભળું. ઠીક થયું, કે હું અહીં છું તે એ બે જાણતા નથી. પદ્મપ્રભાનું કહ્યું કર્યું હોત, તો આ બધી વાત સાંભળવામાં આવત નહિ.

૪૬ **શ્રીદામો**—તે[૧૪] તો રાધિકાના કૃપાકટાક્ષે મૂકાતા.

૪૭ કૃષ્ણદેવ—પણ તે તો હતું સત્ય અને આ તો છે અસત્ય એટલે તેવા કૃપાકટાક્ષની આવશ્યકતા શી?

૪૮ **શ્રીદામો**—મહારાજના કહેવા પર મને પૂર્ણ પ્રતીતિ છે. તેમ મણિ પણ મહારાજે આણી આપ્યો છે. તે છતાં જે શંકા રહેવી, એ રાધિકાના કૃપાકટાક્ષ વિના નહિ, તો બીજું[૧૫] શું?

૪૯ કૃષ્ણદેવ—સખા! સત્ય છે, કૃપાકટાક્ષનો મહિમા એવો જ અવર્ણનીય છે.

નારાચ

કૃપાકટાક્ષથી ખરા ય[૧૬] ચોર, હોઈ [૧૬]છૂટતા.
નથી કૃપોકટાક્ષ તેથીં જૂઠ માંહી લુઠતા.

૧૩ પાછો

૧૪ પણ તે તો ૧૫ ૦ ૧૬ તથાપિ

કરે કૃપાકટાક્ષ કો હું- મુક્તિ કારણે, ભિયા?
ખરા ઠર્યાતણા લહો, કહો ઉપાય છે ક્રિયા?

૫૦ **રુક્મિણી** સરોષ—અરે! આ ગોપપુત્ર શ્રીદામો શું સમજાવે છે! અને દેવ પણ તેને મળતા થાય છે! ખરેખાત, જાતિસ્વભાવ જીવતા સુધી નથી જ જતો. વારૂં, આગળ શું થાય છે?

૫૧ **શ્રીદામો**—મહારાજ! કૃપાકટાક્ષથી મુકિત[૧૭] મળે એવું મારા વિચારમાં આવ્યું છે.

૫૨ **કૃષ્ણદેવ**—ત્યારે તે કહી દે. દીર્ઘસૂત્રતા કરવામાં કયા અર્થની પ્રાપ્તિ[૧૮] સ્વીકારી બેઠો છું?

૫૩ **શ્રીદામો**—મોટામાં મોટા અર્થની.

૫૪ **રુક્મિણી**—ભાભા! દોરાં કયાં ચારીશું? તો કે ત્યાંનાં ત્યાં. એવી જ કોઇ મોટામાં મોટા અર્થની[૧૯] પ્રાપ્તિ[૧૯] હશે! પણ મારે ઉતાવળાં થવાનો સમય નથી.

૫૫ **કૃષ્ણદેવ**—તે અર્થ કર્યો, તે કહી નાખ્ય ની.

૫૬ **શ્રીદામો** આમતેમ જોઇ—સાંભળો, મહારાજ! સત્રાજિત-ની સુતા સાથે સંબંધ જોડો, એટલે સર્વ અર્થની[૨૦] પ્રાપ્તિ[૨૦] અને નિંદાની સમાપ્તિ સમજવી.

૫૭ **રુક્મિણી**—અરે દુષ્ટ ગોપ! દેવને અવળે માર્ગે દોરવાનું તને જ છાજે. વારૂં ઠીક, કૃષ્ણદેવનું વેણુ પણ સાંભળવાનો સારો સમય છે.

૫૮ **કૃષ્ણદેવ** વિચાર કરી—પણ તેનો જનક કન્યા આપે કેમ?

૫૯ **શ્રીદામો**—કરો રુક્મિણી જેવું.

૬૦ **રુક્મિણી** રોષને દબાવવા જેવો ડોળ કરી—આવાને આવું જ ઘટે. પછે એની વાત છે.

૬૧ **કૃષ્ણદેવ**—સખા! શ્યામાની ઇચ્છા[૨૧] વિના તે બને નહિ.

૧૭ મુકતતા ૧૮ સિદ્ધિ ૧૯અર્થપ્રાપ્તિ
૨૦ અર્થની સિદ્ધિની પ્તિ ૨૧ જિજ્ઞાસા

૬૨ **શ્રીદામો**— યારે કરો કાલાવાલા.

૬૩ કૃષ્ણદેવ—સખા! કરજ ને કન્યા—

૬૪ **રૂકિમણી** મહાક્રોધાવેશે પ્રકટ થઇ—કરગર્યે મળે નહિ. ગોપબંધુ–ઠીક ઠાઠ મચાવ્યો છે! જાત તેવી ભાત; હંસ રાજા ને પ્રધાન કાગડો. મળી સત્રાજિતની કન્યા[૨૨] અને ફળી કીર્તિ ધન્યા![૨૨]

૬૫ **કૃષ્ણદેવ** ગભરાએલા જેવા વેશે ઉભા થઇ—પ્રિયા, હાસ્ય-વિનોદ શ્રવણ કરી આમ દુઃખ[૨૩] લગાડવું ઘટિત નથી.

૬૬ **શ્રીદામો**—અમારો તો એ સ્વભાવ જ છે કે ટાઢા પહોરની લહેરો ખાવી અને ખત્તરાવવી.

૬૭ **રૂકિમણી**—પ્રાસાદને શિખરે બેઠા, માટે કંઈ હંસ કહેવાય[૨૪] કે? ગોવાળિયા તે ગોવાળિયા જ.

૬૮ **શ્રીદામો**—દેવિ![૨૫] ગોવાલઇ કવ્વણનઇ ગિહિલાં નથ કરિય? તેહવાની નંદા કરેવ્વા હૂં પણિ છાહગેંહ પીર્ય તઇયાર અછઉં[૨૫]

૬૯ **રૂકમિણી** સરોષ—એની વિચિત્ર વાણીથી રીઝે તારા દેવ. હવે મારી સાથે બોલ્યો, તો તારી વાત તું જાણે.

૭૦ કૃષ્ણદેવ—દેવિ! એનો શો અપરાધ છે?

૭૧ રૂકિમણી—'કરજ ને કન્યા કરગર્યે મળે નહિ' એ વેણ દેવશ્રીને મુખેથી કઢાવનાર તથા ખોટો વ્હાલેશરી થનાર એ જ છે.

૭૨ કૃષ્ણદેવ—તમે તમારું ફાવતું ગમે તેવું યુક્ત કરવા તત્પર જ હો, કિન્તુ અમારું એમ કહેવું છે જ નહિ.

૭૩ **રૂકિમણી**—ત્યારે 'કરજ ને કન્યા' એની આગળ શું

૨૨ પુત્રી અને ફેલાઇ સત્કીર્તિ! ૨૩ દુઃસહ ૨૪ કહેવાયા
૨૫-૨૫ દેવિ! ગોપાળે કોને ગાંડાં નથી કર્યાં? હું પણ તેવાની નિંદા કરવા છાહ ગેંહ પી તૈયાર છું.

કહેવાના હતા. તે કહો જોઇએ. બીજું તો ઘણુંય છે; પણ તે કહેવું કોને ?

૭૪ કૃષ્ણદેવ—અન્યથા અતિશયમાં અતિશય હોય ! પરંતુ મારે કહેવાનું તો આમ જ હતું:—

અનુષ્ટુભ

દેવિ ! કરજ ને કન્યા કલંકિત સદા ભણું.
યથાર્થ વદવું મારે, ગમે તેમ તમે ગણ્યું.

૭૫ **રુકિમણી**—મારા પ્રતિ તો આવું વાક્‌ચાતુર્ય આજ જ યોજાય છે. તો ય લક્ષણવંતાનાં આવાં લક્ષણથી વા વાક્‌ચાતુર્યથી પરિજન અણમાહીતીમાં નથી એ કુળદેવીની કૃપા છે. ગમે તેમ કરો વા ગમે તેમ આચરો; ભેંશનાં શીંગડાં ભેંશને ભારે.[૨૬]

૭૬ કૃષ્ણદેવ—પણ તેના પર તમારું પ્રભુત્વ[૨૭] છે ને.

૭૭ **રુકિમણી**—દેવ પ્રભુત્વ[૨૮] માને છે અને આટલાં મ્હોનાં મીઠડાં પણ કરે છે, તે વડે હું તો ધન્યતા જ માનું છું.

૭૮ કૃષ્ણદેવ નીચા વદનને કર વડે ઊંચુ કરી—પ્રિયા ! એવું કંઇ વર્તન જણાવશો કે કામિનીત્વને જ સ્વીકારશો ?

૭૯ **રુકિમણી**—દેવે[૨૯] ગોપબંધુને વાત[૩૦] કહેવા યોગ્ય માન્યો[૩૧] અને અમે[૩૨] અયોગ્ય ઠર્યાં. એથી[૩૩] હવે[૩૩] વધારે પ્રતીતિ શી જોઇએ ? દેવ સુખી થાવ, વાતો કરો અને બેસો. જો મેં અવિવેક કર્યો એમ લાગતું હોય, તો ક્ષમા કરશો.

૮૦ કૃષ્ણદેવ—પ્રિયા ! મિત્ર અને મહિલા એ બે શબ્દ જ ભિન્ન છે; તો તેમના[૩૪] પ્રતિ[૩૪] કૃતિ ભિન્ન કેમ ન હોય ? મારું આચરણ શાસ્ત્રસંમત છે.[૩૫]

૨૬ ભારે થવાનાં છે. ૨૭ સ્વામિત્વ ૨૮ સ્વામિત્વ ૨૯ જે વાત દેવે ૩૦ ૦ ૩૧ માની ૩૨ અમે તેથી ૩૩ હવે એથી
૩૪ તેમની ૩૫ છે. જુઓ,

વસંતતિલકા

સાચા વયસ્ય નિકટે સહુ વાત થાયે,
તેવી પ્રિયા નિકટ ના કદી એ વદાયે;
એવું અમે મુનિમુખે સુણિયું સદા એ
એ ન્યાયનીતિ નરતી[૩૬] ન પ્રિયા! મનાયે.

૮૧ **રૂક્મિણી** ક્રોધાક્રાંત થઇ ચાલવા માંડી—મહારાજ! ત્યારે તેને જ કહો અને ખત્તા ખાવ.

૮૨ **કૃષ્ણદેવ** દેવીને, ઉઠી, અટકાવી—પ્રિયા, હાસ્યવિનોદ શ્રવણ કરી આમ રીસાઇ જવું ઘટે નહિ.

૮૩ **શ્રીદામો** દેવી ન સાંભળે તેમ કૃષ્ણ પ્રતિ—દેવ! મને કહેવા દ્યો. (પ્રગટ) દેવી! તમે સાંભળેલી વાત તો હાસ્યવિનોદની જ છે: તો[૩૭] તમે અસાર મૂકી[૩૭] સારગ્રાહી થઇ દેવની નિંદા[૩૮] થતી[૩૮] અટકે એવો કંઇ ઉપાય બતાવો. એટલે[૩૯] અમે ગોવાળિયા તે ગોવાળિયા જ રહીશું અને અમારા મહારાજને પણ તેમ જ કહીશું.

૮૪ **રૂક્મિણી** સરોષ—ગોપબંધુ! મહારાજ તારી આજ્ઞા માનશે.[૪૦] તેમને કૃપાકટાક્ષ મેળવવા છે!

૮૫ **શ્રીદામો**—તથાસ્તુ!...

૮૬ **કૃષ્ણદેવ** શ્રીદામાને બોલતો અટકાવી—એની સાથે એમ આચરવાથી શું?

૮૭ **રૂક્મિણી**—દેવ ત્યારે એને વારો, કે મારી સાથે જીભાજોડી કરે નહિ.

એવે ત્યાં કનકમાલિકા પ્રવેશ કરે છે.

૮૮ **કનકમાલિકા** સહર્ષ—દેવિ! પકડી લાવી.

૮૯ **રૂક્મિણી** વિચારી—હલા કોને?

૩૬ નડતી

૩૭ તોયે તમે અસારમાંથી ૩૮ થતી નિંદા ૩૯ તો ૪૦ માનશો કે

૧૦ **કનકમાલિકા**—મણિચોર કહેનારને.

૧૧ **રૂકિમણી**—એનો[૪૧] કંઇ ઉપયોગ નથી. આપણે નથી એ કાર્યને માટે યોગ્ય, ને[૪૨] નથી દેવ બંધાવવાના જશ. માટે તેને છોડી દે.

૧૨ **કનકમાલિક**—જોવી દેવાની આજ્ઞા. (જાય છે.)

દેવી ન નિરખે તેમ કૃષ્ણદેવ શ્રીદામાને મુકત કરેલો જન જોવા સૂચવે છે.

૧૩ **કૃષ્ણદેવ**—દેવિ! એમ અપરાધીને મુકત કરવો એ ઘટારત નથી.

૧૪ **રૂકિમણી**—દેવ જેની અયોગ્યમાં ઘટના કરે, તેણે યોગ્ય થવું ક્યાં ઘટારત છે?

૧૫ **કૃષ્ણદેવ**—પતિ ગમે તેમ આચરે, કિન્તુ પ્રત્યેક પત્નીએ[૪૩] સ્વામીનું હિત વાંછવું એવી શાસ્ત્રાજ્ઞા છે.

ગીતિ

ચંદ્રિકા પરભવવા અભ્રે અબ્ધિજ સદાય સંતાયે,
યુવતિ ચકિત[૪૪] અવલોકે[૪૫]; નિરખી તેને[૪૬] ત્વરા વડે સાંયે,

૧૬ **રૂકિમણી**—દેવ! શાસ્ત્રાજ્ઞા ખોટી નથી. પણ જ્યારે રાહુ ચંદ્રને ઢાંકવા સજ્જ[૪૭] હોય ત્યારે ચંદ્રિકાનું શું ચાલે?

૧૭ **શ્રીદામો** સરોષ—શું ત્યારે અમે રાહુ? લ્યો, રહ્યા અમે અમારે ઘેર. સંતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા. ( જવા માંડે છે ).

૧૮ **કૃષ્ણદેવ**—વયસ્ય તું પણ આવાં રીસામણાં મનામણાં કરાવવા સજ્જ થયો કે શું?

૧૯ **શ્રીદામો**—મહારાજ! અમને કોણ મનાવે એવું[૪૮] અને[૪૮] અટકાવે એવું છે? ગોપબંધુ તો ફાંસરૂપ થયો છે. તે જો

૪૧ સખિ! એનો ૪૨ કે ૪૩ પ્રિયાએ

૪૪ • ૪૫ અવલોકે તે ૪૬ શશિને ૪૭ તૈયાર જ ૪૮ એવું છે કે

નહિ નીકળે, તો નરેણીવાળાને[૪૯] ખરકતાં ક્યાં વાર થવાની છે (જાય છે).

૧૦૦ **રૂકિમણી**—દેવ આવા ગોવાળિયાથી કાર્ય કરી લેવા ધારે છે–કે જેને શું બોલવું અને શું ન બોલવું તેનું ભાન નથી! ઠીક જ છે, ધણીને સૂઝયું ઢાંકણીમાં.[૫૧]

૧૦૧ **કૃષ્ણદેવ**—પ્રિયા! બીજી કથા પડતી મૂકી પકડાવ્યો'તો કોને, શા કાજે, અને તેને મુક્ત કેમ કર્યો, તે મને જણાવો તો ઠીક.

૧૦૨ **રૂકિમણી**—જે જણાવ્યાથી[૫૨] અર્થસિદ્ધ નથી તે જણાવવામાં શો માલ?

૧૦૩ **કૃષ્ણદેવ**—પ્રિયા અને પર્જન્ય એક સ્વભાવનાં છે તે 'ખેડું' ન થવા માટે.

ભુજંગી

ન સારૂં નઠારૂં જુએ કાંઇ[૫૩] ક્યારે
કરે મેઘ[૫૪] વૃષ્ટિ વૃષાકાળ[૫૪] જ્યારે;
પ્રિયા સ્વામી માટે સદા એમ ધારે.
ન માને ધણી એવું એ ના વિચારે.

૧૦૪ **રૂકિમણી**—દેવ એ બોલવામાં જે મર્મ છે તે મેં જાણ્યો. તત્ત્વાર્થ એ જ કે સ્ત્રીઓએ વિચાર કર્યા વગર[૫૫] ગમે તેવું[૫૫] બોલવું! મહારાજ! ગોપબંધુ શરદકાળના સુખદ સમીર જેવો મળી આવ્યો છે, તે વડે હું તો સર્વે સારૂં[૫૬] જ માનું છું.

૧૦૫ **કૃષ્ણદેવ**—પ્રિયા! અન્ય કથા જવા દઇ વદો કે મુક્ત કોને કર્યો અને તેને પકડાવ્યો'તો કેમ?

૪૯ નરેણીવાળા નાપિતને ૫૦ બૂમ કે વહાર ૫૧ ઢાંકણીમાં અને પાડોશીને સૂઝયું આરસીમાં ૫૨ જણાવ્યાથી કે જાણ્યાથી ૫૩ સ્થાન ૫૪ વૃષ્ટિ મેઘો ઋતુકાળ ૫૫ વગરનું ગમે તેમ ૫૬ સારાં વાનાં

૧૦૬ રૂક્મિણી—દેવની તે સાંભળવા ઇચ્છા છે, તો હું મારી રીસ એક બાજુએ મૂકી કહું છું તે સાંભળો. મહારાજ! હું કુળદેવીનું પૂજન કરી આવતી હતી. એવામાં 'મણી[૫૭] ચોરે'[૫૭] શબ્દ સાંભળવામાં આવ્યા[૫૮] કે ત્યાં હું ઊભી રહી અને, એ કહેનાર કોણ, તેને પકડી લાવવા પદ્મપ્રભાને મોકલી. પણ પત્તો લાગ્યો નહિ.

એવામાં કનકમાલિકા દોડતી પ્રવેશ કરે છે.

૧૦૭ **કનકમાલિકા**—દેવિ મુક્ત કરેલા માણસને શ્રીદામો પોતાના મંદિર ભણી લેઇ જાય છે.

૧૦૮ **રૂક્મિણી** સરોષ—શા કાજે? હાં હાં, જશના ધણી એને થવું હશે! દેવ! હવે બાકી રહેલું ગોપબંધુ કહેશે. અમારા પર તમને વિશ્વાસ જ કયાં છે? હું તો એ અહીંથી ઊઠયો ત્યારની જ સમજી હતી.[૫૯] (એટલું બોલી નિશ્વાસ નાખી ઊઠી ચાલવા માંડે છે.)

૧૦૯ **કૃષ્ણદેવ**—પ્રિયા એમ અનુમાન કરવામાં શું? આમ રીસાવું ઘટે નહિ,

એટલું બોલી કૃષ્ણદેવ અટકાવવા જાય છે. તેમનો તિરસ્કાર કરી ક્રોધાવેશવાળી રૂક્મિણી ઉતાવળે જતી રહે છે તેની પાછળ કૃષ્ણદેવ મનાવવાને વેશે ગમન કરે છે.

इति तृतीयं दृश्यम्।

૫૭ મણિચોર ૫૮ આવ્યો ૫૯ હતી, પણ પારકાના હૃદયમાં કંઇ પેશી નીકળાય છે?

## સમજુતી

૧ મુદિત મને૦—પ્રેમમાં મગ્ન મનથી આનંદિત બેઠા હતા. તેમાંની... શિર ધરી,—ભાંગ પીતા પહેલાં તેનું એક ટીપું માથે ચઢાવવાની રીત છે, તેનો અહીં ઉલ્લેખ છે. ગંગા પે'લી સતીથી!—તમે સતીનાથી ગંગાને પહેલી ગણી કે? ભોગવ્યું!—ગંગાને ધરાવેલું, ગંગાએ ભોગવેલું. આ રહ્યું ધો?—તમે આ ગંગાનું ઉચ્છિષ્ટ મને આપો છો. ગંગા ગણી— તમે ગંગાનો સત્કાર કર્યો અને મારી અવગણના કરી. નંદ્યારૂઢ—નંદી ઉપર આરૂઢ થઇને. શે દૂભું?—શા માટે તું દૂભાય છે? આ રૂપ વ્યાકરણની દૃષ્ટિએ ધ્યાનમાં લેવા જેવું છે. હાલ દૂભું નહિ પણ (તું) દૂભાઉં છું કે દૂભાય છે એ બે રૂપો વપરાય છે. અર્પી સર્વ—બધીએ ભાંગ પાર્વતીને સમર્પીને. સતી સુખી શિવ કરે—શિવજી સતીને રીઝાવે છે, સુખી કરે છે. તે પ્રેમમાં હું લુભું.—પાર્વતી પ્રત્યેના શંકર ભગવાનના એ પ્રેમમાં મારૂં મન લુબ્ધ થાય છે અર્થાત્ એ પ્રેમથી હું મુગ્ધ બનું છું.

મંગળાચરણના આ બે શ્લોકથી નાટકનું વસ્તુ સૂચવ્યું છે. પારિજાત પુષ્પ રુકિમણીને આપ્યાથી સત્યભામા કૃષ્ણદેવ ઉપર રોષે ભરાય છે. તેને સ્વર્ગથી પારિજાત વૃક્ષ આણી આપી ભગવાન મનાવે છે. આ રીતે મંગળાચરણમાં વસ્તુનું સૂચન હોવાથી તેને સંસ્કૃત નાટયશાસ્ત્રમાં પત્રાવલિ નાંદી કહે છે. (જુઓ મુરારિનું अनर्घराघव નાટક.) અષ્ટાવક્રાખ્યાન કાવ્યના મંગળાચરણમાં પણ આવી રીતનું વસ્તુનું સૂચન છે. ગુજરાતીમાં રચાયેલા કોઇ પણ કાવ્ય કે નાટકમાં આવું વસ્તુસૂચક મંગળાચરણ છે નહિ.

૨ અલં—બસ. મારિષ,—આ માન ભરેલા બોલથી નાટકમાં સૂત્રધાર નટને સંબોધે છે.

૩ ભાવ,—આ બોલથી નાટકમાં નટ સૂત્રધારને માનભેર સંબોધે છે.

૪ સુહૃજ્જન, વિદ્વજ્જન મહાજનાદિ—મિત્રો, વિદ્વાનો, શેઠીઆઓ વગેરે. આ નાટક ભજવાયું હોય તો વાચિક અભિનયથી જ ,ભજવાયું

હશે એટલે કે વંચાયું હશે. કૃષ્ણસૂનુ—કૃષ્ણરામનો પુત્ર. રોષદર્શિકા—નરકાસુરની કામચેષ્ટા જોઇ રોષે ભરાયલી, જુઓ, અંક—૭, દશ્ય-૧ લું. રંભાની તિલોત્તમા પ્રત્યે ઉક્તિ "મુઓ કામી તો હતો જ" ઇત્યાદિ૦

૪ સોમિલ—मालविकाग्निमित्र નાટક રચનાર કાલિદાસના પહેલાં થયેલો એક કવિ. એણે ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં वासवदत्तानाट्यधारा નામે નાટક રચ્યું હતું. જયદેવ --प्रसन्नराघव નાટકનો કર્તા. દેવગિરા—સંસ્કૃત. બાણ—કાદંબરી નામે કથાનો કર્તા. એણે मुकुटताडितक નામે નાટક રચ્યું કહેવાય છે, જેમાંનો એક જ શ્લોક બચ્યો છે.

૭ બાલભાષા—महाराष्ट्री, शौरसेनी અને मागधी એ જૂની પ્રાકૃત ભાષાઓ.

૮ કોઇ પણ પ્રાકૃત ભાષામાં—ચાલુ ગૂજરાતી, મરાઠી, હિંદી વગેરે. પ્રણીત—રચેલું. प्राकृतप्रभाकर—હેમાચાર્યે આ નામનું કોઇ प्राकृत व्याकरण રચ્યું જાણવામાં નથી. પોતાના વચન ઉપર વિશ્વાસ બેસાડવા સૂત્રધારે પ્રમાણ તરિકે આ વ્યાકરણનું નામ યોજ્યું જણાય છે. આવી જ રીતે પ્રેમાનંદકૃત વામનકથામાં શુક્રાચાર્ય એક આંખે કાણા થયાનો પ્રસંગ કર્તાએ વર્ણવ્યો છે, તેના આધાર તરિકે વામન પુરાણનું નામ કર્તાએ નોંધ્યું છે; (જુઓ કડવું ૮, કડી ૨૫) જો કે એ પુરાણમાં પ્રસ્તુત પ્રસંગ મળી આવતો નથી. સિધારવા-આવવા.

૧૦ આર્ય—નટી નાટકમાં આ બોલથી સૂત્રધારને સંબોધે છે. પરિજન—કિંકરી, દાસી.

૧૩ આ નાટક રચવામાં આવ્યું ત્યારે ગદ્ય સાહિત્યની પ્રતિષ્ઠા હતી જ નહિ; અને પદ્ય સાહિત્યને જ સહુ માન આપતાં હતાં, એવો ભાવાર્થ આ ઉક્તિના "ગદ્યે લોચાઇ" શબ્દ ઉપરથી નીકળે છે.

૧૪ પ્રેક્ષકજનનાં......ચાતક થઇ૦—જેમ મેઘનો આશ્રિત ચાતક તેને પ્રસન્ન કરવાને તત્પર રહે છે તેમ આપણે પ્રેક્ષકજનને પ્રસન્ન કરવાના છે.

૧૬ નવલ—તાજું. ચકોરે [ચકોર+એ]—એ ચકોર કૃષ્ણદેવ નવ નીત—જૂનાં નહિ, તરતમાં આણેલાં; નવાં. નવલ—સુંદર; નિચોરે [નિચોર, સં. निचोल, ઉપર વાસ]—વસ્ત્રથી. કચેષ્ટિત—કામ. [ક, સં. क કામદેવ] કૃત વિક્રિયા. મોરે—પાગરે છે; નવ—અવનવા; વિશેષ્ય "ચકોરે." નીત—નિત્ય, હંમેશ; નવલ—નવતર. ચિકોરે [સં. चिकुर]—કેશથી : કૃષ્ણદેવ

માથે હંમેશાં મોરપિચ્છ ધારણ કરે છે તે કેશમાં કેશ જેવું પરંતુ રંગબેરંગી હોવાથી અવનવું જણાય છે તેને અહીં નવલ ચિકોર શબ્દથી ગૌણીસાધ્યસાના લક્ષણા દ્વારા નિર્દેષ કર્યો છે. કાયે કાયે-રાસલીલાના પ્રસંગ ના અભિનયો વડે. રૂદે—હૃદયમાં. નવ—નવતર. નીત—નીતિ; પહેલા "ધારી" બોલનું કર્મ. નવલકિશોર—શ્રીકૃષ્ણ. ધારી—(નીતિ) અંગીકાર કરી, સ્વીકારી. ધારી-યુવામણિને ધ્યાન રાખીને યુવામણી–જવાન સ્ત્રીઓ-માં રત્નરૂપ રૂક્મિણી. જવાન સ્ત્રી એવા અર્થમાં યુવા બોલના પ્રયોગ માટે જૂઓ આ નાટકનો ૬ ઠ્ઠો અંક, શ્લોક ૪ થો, બાલ, યુવા, યુવતિ વયવૃદ્ધ, ન કોઇ સમાન મુને અડવા. ચોરે–અપહરણ કરે છે, હરે છે.

પ્રસ્તુત શ્લોકના પહેલા વાક્યમાં કૃષ્ણ બચપણમાં માખણ ચોરી ખાતા હતા તેનો નિર્દેશ છે. બીજા વાક્યમાં કાત્યાયનીવ્રત પ્રસંગે તેમણે ગોપીઓનાં વસ્ત્રો હર્યાં હતાં, તેનો ઉલ્લેખ છે. ત્રીજામાં કૃષ્ણે ગોપીઓને વેણુનાદથી આકર્ષી રાસલીલા દરમીઆન મોરપિચ્છધારી વેશથી તેમનુ. કાળજું કોરી લીધું હતું તેનું કથન છે. ચોથામાં રાક્ષસવિવાહની નીતિ સ્વીકારી રૂક્મિણીનું હરણ કર્યું હતું તેની નોંધ છે.

निचोल બદલ નિચોરનો અને चिकुर બદલ ચિકોરનો પ્રયોગ ચિત્રકાવ્ય હોવાથી ઉપેક્ષ્ય છે. વળી **ચકોર એનો** તેમજ **નવલકિશોર** અને **એનો** સંધિ નાટકકારે યોજ્યો છે, તે ધ્યાનમાં લેવા જોગ છે. એ પ્રયોગ કવિસંપ્રદાયસિદ્ધ છે. જુઓ અખેગીતા (સં. ૧૭૦૫) નાં પહેલાનું અખાજી કૃત અનુભવબિંદુ, છપ્પો ૧૯,- દીપક તે વહ્નિ, વહ્નિ દીપક; નહિ દોયે (=દીપક તે અગ્નિ છે અને અગ્નિ તે દીપક છે, **એ દોય** એટલે બે છે નહિ). જુઓ ઔદિચ્ય શૈવ કવિ માધવ કૃત રૂપસુંદરકથા (સં. ૧૭૦૬), છંદ ૫૨, જડયારૂણ મણિ (=અરૂણ મણિ જડયા છે), છંદ ૯૪, વિનાપરાધે (=અપરાધ વિના) અને છંદ ૧૩૯, મોહનાવર્ત (=મોહના આવર્ત) જુઓ ढोला मारुरा दूहा, दूहो ૨૭ ભૂલભરેલા મુદ્રિત प्रियाव બદલે મેં યોજેલ पियाव (=૧ પીલાવ, પા; ૨ पिया श्राव, પ્રિયતમ! તું આવ.) જુઓ સદ્‌ગત નવલરામ કૃત 'અકબરશાહ અને બીરબલ' એ પ્રબંધ, रंगविरंगे પ્રતીકના દૂહાનો અંતિમ ભાગ, चाप चडाया चंद (૧ મેઘધનુષ તાણ્યું છે [चडाया] અને ચંદ્રમા ઊગ્યો છે [श्राया]; ૨ ધનુષ ચડાવીને [चडाय]ચંદ્ર રાજા આવ્યો છે. [श्राया]). જુઓ વળી श्रभिज्ञान शाकुन्तल नाटकનું સદ્‌ગત ઝવેરીલાલ યાજ્ઞિક કૃત ભાષાંતર, અંક ૭, સિંહ

અને સર્વદમનનો પ્રસ્તાવ, 'શકુંતલાવી' (૧ શકુંત એટલે મોર લાવી; ૨ શકુંતલા આવી) એ વાક્ય. શ્લેષ આદિ અલંકારમાં આવા પરપ્રધાન સંધિપ્રયોગ વિહિત ગણાય છે.

'૨૫' બોલમાં કરણ અધિકારનો પ્રત્યક્ષ અધ્યાહાર રાખ્યો છે તે તો રૂઢીને અનુસરે છે.

વૃત્ત નવું હોવાથી તેને નવનીત એવા નામથી ઓળખાવવું પડે છે. એ અનાવૃત્ત સંધિનો સમચતુષ્પદ રૂપબંધ છે. તેનાં સંધિ, વિરામસ્થાન અને જોરદાર વર્ણ નીચેની પંક્તિમાં જણાવ્યાં છે.

લલ ગાલ લલલલ ગાગા, ગાગા ગાગા, લ ગાલલ ગાગા-

કાળાંબીબામાંથી જોરદાર વર્ણ અને અલ્પવિરામ થીવિરામ કિંવા યતિ નિરૂપિત છે. પ્રસ્તુત છંદમાં વિવિધ સ્વરૂપમાં યમક પ્રધાનપણે ધ્યાન ખેંચે છે.

નટીનું ગાયન એકાએક દેશકાળનો પલટો કરી નાખે છે. પ્રેક્ષકની નજર અગળ શ્રીકૃષ્ણના સમયની દ્વારિકા ખડી થાય છે. ત્યાં કૃષ્ણલીલાનું આ ગાયન લલકારાય છે; ત્યાં તો કુળદેવીનું પૂજન કરી પાછાં વળેલાં રુક્મિણી એ માર્ગે થઇને જાય છે, તેમના કાને તેના શબ્દો પડે છે. તેનો અર્થ તેમને જૂદોજ સમજાય છે. "નવલકિશોર નીતિભ્રષ્ટ છે; એ યુવકે જ બહુ વખતથી નજરમાં સ્યમંતક મણિ ચોર્યો હતો." આવો ભાસ થયાથી એમનો ક્રોધ ભભુકી ઉઠે છે, અને મિથ્યાવાદીને પકડી લાવવા તે દાસીને હુકમ કરે છે. આ રીતે રોષદર્શિકા સત્યભામા નાટકનો આરંભ સૂચવી નાટકકાર પ્રસ્તાવના સમેટી લે છે. भारत नाट्यशास्त्रમાં પ્રસ્તાવનાના જે ભેદ બતાવ્યા છે તેમાંનો આ उद्‌वात्यक નામે ભેદ છે. रामचरितની પ્રસ્તાવનામાં ભવભૂતિએ સૂત્રધારને રામના સમયનો અયોધ્યાવાસી બનાવી દીધો છે. તેમ આપણા નાટકકારે અહીં સૂત્રધાર અને નટમંડળને કૃષ્ણદેવના સમયનાં દ્વારિકવાસી બનાવેલાં છે. તેનો ઉલ્લેખ પહેલા અંકમાં પણ પાછો આવશે.

૨૭-૨૯ રંગમહાલમાં સુખાસન પર બિરાજેલા૦— પાત્રપ્રવેશની આ નાટયસૂચિમાં નાટકકારે સંસ્કૃત નાટકની પદ્ધતિનું અનુકરણ કરેલું જણાય છે.

૨૮ વ્રજમાં જે મારી દશા હતી તેની અંહી પુનરાવૃત્તિ થઇ છે. દ્વારિકા વ્રજ બનેલ છે. વ્રજમાં માખણ ચોર્યાનું કહેતા અને અહીં મણિ ચોર્યાનું કહે છે.

૨૯ મતલબ કે ગોપીઓને ઝૂરતી મૂકી તમે વ્રજથી મથુરા અને મથુરાથી દ્વારિકા આવ્યા, તેથી ગોપીઓના નિસ્સાસા તમને આ મણિચોરીના આરોપ રૂપે પૂણે છે. ઝવેરી મણિની પરીક્ષા કરવામાં ચૂકે તો જગત ચોરની પરીક્ષા કરવામાં ચૂકે. કહે છે ને, કે માખ મારે તે માણસ મારે અને માંખણ ચોરે તે મણિ ચોરે.

૩૧ પડતીમાં પડતી—એક વાર સાખ નબળી પડે તે પછી વધારે ને વધારે નબળી પડે.

૩૪ એમ કેમ ?—એ શી રીતે ? એ કહેવાનો શો અર્થ ?

૩૫ ગોકુળની ગોપીઓનાં આંસુનો પ્રવાહ મથુરાની મણિચોરીની ચર્ચા રૂપી નદીમાં પૂર આણે છે અને કૃષ્ણદેવ તેમાં તણાય છે; અર્થાત્ ચોર તરિકે કૃષ્ણદેવનું નામ દેવાય છે. જેમ ગોપીઓના નિસાસા પૂણી મણિ ગૂમ થયાનો પ્રસંગ ઊભો થાય છે, તેમ એમનો અશ્રુપ્રવાહ પૂણી મણિચોરનું આળ કૃષ્ણદેવને માથે ચડે છે.

૩૭ તલાવડી—કૃષ્ણદેવની યુવાવસ્થા. મત્સ્ય સંપત્તિ–કીર્તિ ધન. સંતાઇ રહેલાં દેડકાં–ગુપ્ત દ્રોહીઓ. 'ચડતીમાં ચડતી'નો પ્રયોગ નદીના રૂપકથી સાર્થક કરી કૃષ્ણની યુવાવસ્થાને તલાવડીની ઉપમા આપી 'પડતીમાં પડતી' બોલેનો શ્રીદામા ખુલાસો કરે છે. પ્રસ્તુત ઉપમાથી તેમની ઉગતી જવાની છે અને પરાક્રમનું જળ છછરૂં છે એમ સૂચવ્યું છે. સંતાઇ રહેલા દેડકાના ડરેં ડરેં શબ્દથી અણસૂઝી તલાવડીનું સૂચન થતાં તેનું ધન જે માછલાં, તે હરાય છે તેમ ગુપ્ત દ્રોહીઓની હોહાથી કૃષ્ણનું કીર્તિધન હરાય છે; અને માંખણ ચોરી વગેરે ચરિત્રથી નબળી પડેલી શાખ મણિચોરીનો આરોપ માથે ચોંટયાથી વધારે નબળી પડે છે.

૪૩ પાછલી વાત—મણિ ચોરી પૂર્વેનો આરોપ.

૪૪ જૂઓ પ્રેમાનંદકૃત ભાગવત દશમ સ્કંધ, કડવું–૩૨ "મેં કહ્યું ગોરસ કેમ ઉતાર્યું ? એ કહે કાઢું છું કીડી."

૪૪ 'સ્વગત' બદલ ઉભય ન સાંભળે તેમ' નાટયસૂચિ મૂકી છે.

૪૬ અને ૪૮ રાધિકા—(૧) રાધાજી, (૨) રાધાજીના જેવી રૂપાળી સ્ત્રી, સુંદરી. (ગૌણી સારોપા લક્ષણા). કટાક્ષ–મીઠી નજર.

૪૯ હું મુક્તિ કારણે —મને ચોરીના આરોપથી મુક્ત કરવા માટે. કો ભિયા–કયું માણસ : આ બોલ હાલ વપરાતો નથી. પૂર્વે પુરૂપ તેમજ સ્ત્રી બંનેને ઉદ્દેશીને તે વપરાતો હતો.

૫૦ સુદામાનો અને કૃષ્ણનો બંનેનો જાતિસ્વભાવ અભિપ્રેત છે.

૫૩ મોટામાં મોટો અર્થ, તે કૃષ્ણની અધીરાઇ વધારવાનો.

૫૪ શ્રીદામાનો મોટામાં મોટો અર્થ તે ગોકુળની પેઠે દ્વારિકામાં પોતાનું ચલણ થાય એ.

૫૬ સર્વ અર્થ—(૧) ત્રણે પુરુષાર્થ; (૨) સંપૂર્ણ સ્વાર્થભૂત કામપુરુષાર્થ. નિંદાની સમાપ્તિ–કૃષ્ણે સ્યમંતક મણિ ચોર્યો હોય તો સત્રાજિત તેને કન્યા આપે નહિ, એ પ્રતીતિથી મિથ્યા નિંદાખોર દ્રોહીઓનાં મોં બંધ થવાં તે.

૬૦ આવું જ—ઘર મંડાવવા ભંગાવવાનું કામ જ.

૬૪ હંસ રાજા ને પ્રધાન કાગડો—કૃષ્ણદેવ તે હંસ અને શ્રીદામો તે કાગડો. શ્રીદામાને કૃષ્ણદેવનો સલાહકાર મંત્રી કહ્યો છે.

૬૫ હાસ્યવિનોદ—હસાવવાને ગતકડાં કરવાની ટેવવાળા શ્રીદામાનું ગતકડા રૂપે બોલવું અને કૃષ્ણે વિનોદમાં ઉત્તર આપી પરિહાસ પોપવો, એ શ્રીદામા અને કૃષ્ણનું સંભાષણ. જુઓ એજ અર્થની આના પછીની શ્રીદામાની ઉક્તિ.

૬૮ ગોવાલઇ૦—ગોપાળે કોને ઘેલાં નથી કર્યાં ? એવા ગોપાળની નિંદા કરવા હું પણ છાશ ઘેંશ પી તૈયાર છું.

૭૨ ફાવતું ગમેતેહું યુક્ત કરવા—ગમે તેવો ફાવતો અર્થ યોજવા.

૭૪ અન્યથા અતિશયમાં અતિશય હોય—ચાલતી વાતના સંબંધમાં તમારે બીજા પ્રકારે (અન્યથા) ભલે ઘણામાં ઘણું કહેવાનું હોય. કરજ ને કન્યા

કલંકિત સદા ભણું–હું ધનના ધણી પાસેથી કરગરીને પૈસા મેળવવા અને કન્યાના બાપની પાસેથી કરગરીને કન્યા મેળવવી, એ બંનેને હિણપત ભરેલાં કાર્ય કહું છું. 'કરજ' શબ્દ અહીં કરજાઉ રકમ માટે લક્ષણાથી વાપર્યો છે.

૭૫ ભેંશનાં શીંગડાં ભેંશને ભારે—આ કહેવાતા પ્રયોગથી રુક્મિણી કૃષ્ણને એમ કહેવા માગે છે કે બહુ પત્ની કરનારને બહુ પત્નીની વટંબણા વેઠવાની છે. જુઓ અંક–૭, શ્લોક ૮.

૭૮ "એવું વર્તન" શબ્દથી પૂર્વ ઉક્તિમાંના મ્હાંના મીઠડાનો બોધ થાય છે. કામિનીત્વ–સ્ત્રી સ્વભાવ, ખાલી બોલીઓ મારવી તે.

૮૦ મુનિમુખે—વિદ્યાગુરુ સાંદીપનિ ઋષિ મ્હોએથી.

૮૩ 'श्रपवार्य तिम्'ને માટે "દેવી ન સાંભળે તેમ" એ સૂચિનો પ્રયોગ છે.

૮૪ આજ્ઞા માનશો—ગઈ ઉક્તિના આજ્ઞાર્થ રૂપ "બતાવો"નો વિજ્ઞપ્તિ નહિ પણ આજ્ઞપ્તિ ભાવ સ્વીકારી રૂક્મિણીએ આ ઉક્તિમાં આજ્ઞા પદની યોજના કરી છે.

૮૫ तथास्तु (સં. तथा श्रस्तु)—તમે કહો છો તેમ (तथा) થાઓ, (श्रस्तु) અને કૃષ્ણદેવ મારી આજ્ઞા માનો, આવો અર્થ રૂક્મિણીની ઉક્તિ ૬૪ના પ્રથમવાકય સાથે તથાસ્તુનો અન્વય કરવાથી થાય છે. બીજા વાકય સાથે અન્વય કરી કૃષ્ણદેવને વાંછિત કૃપાકટાક્ષ મળો એવો અર્થ પણ સાથે સાથે કરવો ઇષ્ટ છે.

૯૫ પરભવવા વિનોદમાં સહેજ પજવવા. અબ્ધિજ–(સં. श्रब्धि સમુદ્ર; जन જનમવું) સમુદ્રમંથન પ્રસંગે ચંદ્ર ક્ષીર સમુદ્રમાંથી પ્રગટયો હતો, તેથી તે અબ્ધિજ કહેવાય છે. અવલોકે તપાસ કરે છે, ખોળે છે. સદાય–જ્યારે ત્યારે, હરહંમેશ, જ્યાં જ્યાં વાદળ ત્યાંથી ત્યાંથી પ્રકાશ ઝબુકે છે, તેમાં ચંદ્રિકાના દષ્ટિપાતનો સારોપ છે. ત્વરાવડે–સરખાવો સંસ્કૃત त्वरया.

૯૭ સંતાઓ ચંદ્ર અને વાટ જુઓ ચંદ્રિકા—ઉક્તિ ૯૫ માંના અલંકારનો અતિદેશ છે. જેમ શ્રીદામો તે રાહુ તેમ કૃષ્ણ તે ચંદ્ર અને રૂક્મિણી તે ચંદ્રિકા. ત્યમ વળી આવતી શોકય તે વાદળી. કહેવાની મતલબ એ છે કે શોકય આવશે ને કૃષ્ણનાં દર્શન દોહ્યલાં થશે.

૯૯ ગોપબંધુ ફાંસ રૂપ......વાર થવાની છે.—હું મારી મેળે નહિ જાઉં તો ભાલેદાર સુભટને બોલાવી રૂક્મિણી મને ભાલાની અણીએ આ ગોપબંધુ રૂપી ફાંસ કઢાવે એમ છે. અહીં ભાલેદાર સુભટના ભાલામાં ફાંસ કાઢવાની નરેણીનો ઉપચાર છે.

૧૦૩ વૃષાકાળ...ચોમાસું; જુઓ દયારામકૃત ષડ્ઋતુ વર્ણન, આવી વૃષા વૃષભાનુજા.

૧૦૪ ગમે તેવું—(૧) ચક્રાતક્રા, (૨) રૂચેતેવું.



## પાઠટિપ્પણી

૧ મુદ્રિત પાઠ 'તે પાદમાં હું લુભુ' એવો છે. તેનો અર્થ સંતોષકારક થઈ શકતો નથી. માટે પાઠ બદલ્યો છે.

૫ આ ઉક્તિના પછીની સૂત્રધારની ઉક્તિમાં "નવીનારંભ"નો નિર્દેશ છે, તેને અનુલક્ષીને પાઠ બદલ્યો છે.

૧૦ નટી નાટકની પ્રસ્તાવનામાં સૂત્રધારને 'આર્ય' શબ્દથી સંબોધે છે આર્યપુત્રથી નહિ માટે પાઠ બદલ્યો છે. હવે પછીની ઉક્તિમા નટીના. સૂત્રધાર પ્રત્યે સંબોધનનો શબ્દ 'આર્ય' જ ઠરે છે.

૧૨ તેણે કહેલું ઘણું છે—એકલો આ નાટકવિષયક આરંભ નહિજ પણ બીજા કાવ્યાદિ સાહિત્યને લગતા આરંભ સૂચવે છે.

૧૫ તેથી કૃષ્ણદેવની કથા કહો—'કહો' શબ્દની પૂર્વે 'અને તે કામ સંબંધીની' એટલા બોલ વધારે છે. પરંતુ નટીના ગાયનમાં માખણની ચોરી, કાત્યાયનીવ્રત, રાસલીલા અને રુક્મિણીહરણ એ ચાર ચરિત્રનો ઉલ્લેખ છે. તે ચારે કંઇ કામ સંબંધી કહી શકાય નહિ. આથી વધારે પડતા બોલ તજી દીધા છે. વળી નટમંડળી દ્વારકામાં કૃષ્ણલીલા ભજવતી હોવાથી સાદા કૃષ્ણ બોલને બદલે કૃષ્ણદેવનો મેં પ્રયોગ કર્યો છે.

૧૬ જૂની મુદ્રિત પ્રતમાં ચમકનાં ખૂન ઉપર ખૂન થયાં છે. એ સર્વ ચમકને અહીં જીવાડયાં છે; પદો અવળસવળ થયેલાં લાગે છે તે પોતપોતાને સ્થાને ગોઠવ્યાં છે; અને રચનામાં પ્રક્રમભંગ જોવામાં આવતો હતો તે પણ દૂર કર્યો છે. નવા પાઠ પણ તેટલા જ માટે યોજવાની જરૂર પડી છે.

૨૧ નટીના ગાયનના છેલ્લા બોલ "યુવામણિ ચોરે" છે તે કારણથી પાઠ બદલ્યો છે.

૩૨ કૃષ્ણદેવ કહેવા કરે છે કે 'સખા ! પડતી કેવી ? ચડતી અભ્યુદય થયેલ છે ને.' પરંતુ પ્રશ્નનું વાકય પુરૂં થતામાં અધવચ, કૃષ્ણને 'પડતી' બોલ સામે વાંધો માની લેઇ, શ્રીદામો પોતાનો અભિપ્રેત અર્થબીજા બોલમાં કહે

કે, 'ત્યારે ચડતીમાં ચડતી.' આમ શ્રીદામાને એક પળે 'પડતી' અને બીજી પળે 'ચડતી' બોલ વાપરતો જોઈ કૃષ્ણ તેને, પ્રથમ ચડતીમાં ચડતી કેમ, તેનો ખુલાસો પૂછે છે. સંભાષણનું હારદ આ પ્રમાણે જ છે એમ સમજી ઉક્તિ ૩૧-૩૫ મા કાપકૂપ કરી વગદો વેડી નાખ્યો છે.

૬૧ મુદ્રિત પાઠ 'જિજ્ઞાસા' છે તેનો અર્થ, જાણવાની ઈચ્છા થાય; અહીંઆ માત્ર ઇચ્છાનો અર્થ છે માટે પાઠ બદલ્યો છે.

૬૪ મળી૦— વાક્ય રચના વિચારતાં 'મળી' તથા 'ફળી' નો અને 'કન્યા તથા 'ધન્યા'નો યમક અભિપ્રેત જણાય છે. એ સમજથી પાઠ ફેરવ્યો છે.

૬૮ મુદ્રિત પ્રતમાં આ ઉક્તિ આહીરની બોલીમાં નહિ પણ કંઇક અશિષ્ટ ગુજરાતીમાં આપી છે. પરંતુ ૬૯ ની ઉક્તિમાં શ્રીદામાની બોલીને વિચિત્ર-વાણી કહી છે તે કારણથી તેને મેં આહીરીમાં મૂકી છે.

૯૫ અહીં ચંદ્રમા ધીરલલિત નાયકનો અને ચંદ્રિકામાં મુગ્ધા નાયિકાનો વ્યવહાર છે. ચંદ્રિકાને વિનોદમાં ટીખળ કરી પજવવાનું કરતો ચંદ્ર વાદળમાં સંતાઇ જાય છે. એટલે 'કયાં ગયા ચંદ્રમા ?' એમ કહી ચંદ્રિકા બાવરી દૃષ્ટિ ફેંકી તેને ખોળે છે. ત્યાં તો વાદળમાંથી નીકળી દેખા દે છે' વેઠેલી વિડંબના મનમાં ન લેઇ પ્રેમાસક્ત ચંદ્રિકા ધાઇને ચંદ્રને ભેટે છે. પરિહાસ નર્મનું આ સ્વરૂપ ધ્યાનમાં રાખી પાઠ સુધારી લીધો છે.

૯૬ ફાસને લેઇને માત્ર ભાલામાં નરેણીનો ઉપચાર કરવો ઈષ્ટ છે. આગળ વધી ભાલેદારને નાપિત તરીકે ઓળખાવવામાં ઔચિત્યનો ભંગ થાય છે. એ દોષ દૂર રાખવા મુદ્રિત પ્રતનો 'નાપિત' બોલ તજી દીધો છ.

૧૦૦ ધણીને સૂઝયું ઢાંકણીમાં—'આવાને તમે પાસે રાખ્યો છે તે ભલે. તમને ગમ્યું તે ખરૂં.' અહીં એકલા કૃષ્ણને શું ગમ્યું તે જ વાત છે; બીજાને શું ગમ્યું તે વાત નથી. અર્થાત રૂઢ કહેવતનો ઉત્તરભાગ નિરર્થક છે એ કારણથી તે તજી દીધો છે. ખરો ભાવ ન સમજી કોઇ અણસમજુ માણસે અર્ધાને બદલે આખી કહેવત મૂકી દીધી છે.

૧૦૨ જે જાણવાથી અર્થસિદ્ધ નથી૦—આ સંયુકત વાક્યના ઉત્તર ખંડમાં એકલો 'જણાવવામાં' બોલ છે, તેથી પૂર્વવાકયમાંના 'કે જાણ્યાથી' બોલ ત્યજી દીધો છે.

૧૦૩ વૃષ્ટિ અને નિવેદન બંનેને માટે ચાલે એવો સામાન્ય નિર્દેશ ખપે છે તે કારણથી 'સ્થાન' બદલ 'કાઈ' પદનો મેં ઉપયોગ કર્યો છે. તેથી ઉલટું ઋતુ ચોમાસું અપેક્ષિત હોવાથી 'ઋતુકાળ'ને બદલે 'વૃષાકાળ' પાઠ કલ્પ્યો છે.

૧૦૬ દશ્યપહેલાની ઉકિત ૧૯ ના શ્લોકને છેડે 'મણિ ચોર' એવા શબ્દ છે તે જ રૂકિમણીને કાને પડયા હોવા જોઇએ. 'મણિચોર' એ શબ્દ નહિ માટે અહીં સુધારી લીધું છે.

૧૦૮ પારકાના હૃદયમાં પેશી નીકળાય છે ?—આ વાકય મુદ્રિત પ્રતમાં વધારે આપેલું છે. પરંતુ 'સમજી ગઇ હતી' કહ્યા પછી પારકાના પેટમાં પેશી નીકળવાંનું કયાં રહ્યું ? સબબ એ વાકય તજી દીધું છે.



# બુદ્ધ

## પ્રવેશક

આઠકલમી

### બલવન્તરાય કલ્યાણરાય ઠાકોર

§ ૧ 'વસન્તવિજયે' ખણ્ડકાવ્યોની શરુવાત કરી, 'ભણકારા' અને 'પ્રેમનો દિવસ' માંના સૉનેટોથી એ જાતિ અર્વાચીન ગુજરાતી કવિતામાં દાખલ થઇ, 'આરોહણ'થી અગેય સળંગ વિચારાનુસારી લયનો પૃથ્વી વપરાતો થયો, 'ચંદ્રા'થી એ વિશિષ્ટ જાતિનાં કુદરત-કાવ્યોનો પ્રવેશ થયો (જો કે લખાયાં છે બહુ થોડાં), તેમ આ નવાં કાવ્યથી અર્વાચીન માનસ કવિતા લેખે સ્વીકારી શકે એવાં ન્હાનાંમોટાં આખ્યાનકાવ્યો રચાતાં થાય, એવી આશા રાખું છું. આ કાવ્યને જ પૂરેપૂરું સમઝવા માટે આવશ્યક નહીં તેટલું લાંબું લખાણ આ પ્રવેશકમાં કરું છું તેનો આશય ઐતિહાસિક વા કલ્પિત આખ્યાનકાવ્યની કેટલીક મુશ્કેલી અને તે ન નડે એવી પદ્ધતિ પણ કંઇક સૂચવવાનો છે. બાકી દેખીતું છે કે વિષયે વિષયે કલાકારને કંઇક વિશિષ્ટ પદ્ધતિ તો યોજવી જ પડે.

§ ૨ ગૌતમ બુદ્ધ વિષેનાં જુનામાં જુનાં વાઙ્મયમાં આવતાં આખ્યાનોપાખ્યાનોમાંથી જે થોડાંક જ બનેલા બનાવનાં વિશ્વસ-નીય નિરૂપણ જેવાં લાગે છે, તેમાંનું આ એક, બુદ્ધ જેવી મહાનભવ્ય વ્યક્તિને તેના સમય પરિસ્થતિ આદિના છાયાપ્રકાશમાં આપણા કવિતામંદિરમાં સજીવન રૂપે પધરાવવાના અતિલોભથી રચેલી આ અલ્પ કૃતિના વસ્તુ રૂપે લીધું છે. મૂલ સુત્તન્તના અંગ્રેજી તરજુમા અને સાર અનેક છે. શ્રી રાહુલ સાઙ્કૃતાયનનો હિન્દી તરજુમો પણ સુલભ છે. પણ એ મૂલ ઉપાખ્યાન સઘળું ખડખડિયું જ હોવાથી તેમાંથી પ્રસંગ ઉપરાંત થોડું જ લઇ શકાયું છે. અને પ્રસંગને તથાગતની છોટી શી પણ છબી બનાવવા જતાં આ આખી રચના લગભગ નવી કહેવી પડે એવી થઇ છે.

મૂલનો સંવાદભાગ પણ સામા વક્તા પાસેથી જોઇતાં અનુમાનો અને કબૂલાતો મેળવવાની 'સોક્રેટિક' પદ્ધતિનો હોવાથી, તેને પદ્યનું રૂપ માત્ર આપતાં કવિતા બને નહીં બલ્કે આખું ઉલટું કથળે, એમ પણ નવા અંશ સર્જવા અને દાખલ કરવા પડયા છે. સિદ્ધ-સન્ત-પિતા એ સીડી આકારની તર્કમાલા યા પ્રતિપાદનશૈલીનો બુદ્ધે વારંવાર પ્રયોગ કરેલો. નિર્વાણ લગી પ્હોંચવા માટેનો એનો સુપ્રસિદ્ધ આઠ ડગલાંનો નવો માર્ગ આનો સૌથી સારો દાખલો છે.

§ ૩ ધર્મ પન્થ આદિના ગ્રન્થોમાં સાપાવાળા વિષે (દલીલાત્મક ખંડનો ઉપરાંત) જૂઠાણાં નિન્દા હુમલા ગાળો આદિ પુષ્કળ જોવા-માં આવે છે. માણસ એવું તુચ્છ પ્રાણી છે કે આવું આવું પણ તેને રસિક ઉત્તેજક શ્રદ્ધાપોષક બને છે. આવા અંશ સુતન્તમાંય છે, તેને તદ્દન છોડી દેતાં તો તત્કાલીન ઇતિહાસચિત્ર બનવા જ ન પામે, વળી રસ વિચાર આદિમાં ય રચના છેક ફરી જાય. એટલે એવા અંશને પણ અહીં રાખ્યો છે, જો કે અત્યંત નરમ રૂપમાં. એક મોટી છૂટ પણ લીધી છે. મૂલમાં અહીં બુદ્ધના અનેક વિરોધીઓ અને હરીફોમાંથી જેનું નામ છે તે-શ્રી મહાવીર સ્વામી –અત્યારે પણ આપણી ગુજરાતી આલમમાં સારી સંખ્યાના પરમ પૂજ્ય ધર્મસ્થાણુ છે. એટલે આ કૃતિમાં એમને ઠેકાણે બીજા એક વિરોધીનું નામ રાખ્યું છે, પ્રતિનાયકની પદવી બીજાને આપી છે. આટલી અનૈતિહાસિકતા વાચકોને ટીકાપાત્રને બદલે ઉચિત લાગશે એવી આશા છે.

§ ૪ શિષ્યો ઉપર આવતાં, એ ધર્મગુરુના શિષ્યોમાં જ આવા બેલગામ નાગા આદિ હતા, બીજા પન્થોમાં નહીં; બુદ્ધના પોતાના શિષ્યોમાં પણ અપાત્ર ખાસ ઓછા હતા, એમ નથી જણાતું. બુદ્ધનો એની પેઢી ઉપરના વિજયનો–જેમ આપણા સમયમાં શ્રી મોહનભાઇ ગાંધીના વિજયનો–સાચો ખ્યાલ બાંધવા માટે એ પેઢીમાં ચારિત્રહીનતાની ખાઇઓ કેટલી મોટી ઉંડી હતી, એ દૃષ્ટિ

પણ આવશ્યક; અને એ હકીકતની કાળી રેખાઓ તત્કાલીન વાઙ્મયમાં ઓછી નથી.

§ ૫ અને વળી આ કવિતાકૃતિમાં જે દર્શન જે ફિલસૂફી જે વિચારરાગવલણના સૂર છે, તે તો રચનાનો પ્રધાન વિષય એ જ હોવાથી એ વ્યૂહ સાચો કે કેમ, મ્હને પોતાને માન્ય કે શી રીતે, એવા એવા સવાલને આ આખ્યાન સાથે કશું લાગેવળગે નહીં. આત્મલક્ષી કવિતાઓના અતિપરિચયે પણ કલાની બિનંગત આત્મલોપી કોડક કે આરસી કે જલાશયના જેવી જ તટસ્થતાનું વિસ્મરણ ન ઘટે. બુદ્ધ જેવી અતિમહાન ભવ્ય વ્યક્તિનાં દર્શન બને તો કંઈક કરાવવાં, એજ ઉદ્દેશ છે: આમાંની વિચારમાલાના પ્રચારનો પણ ઉદ્દેશ છે વા હશે વા હોવો જોઇએ, એમ ન લેવું. મ્હારી એક બીજી કૃતિ–Squaring the Circle એ પ્રહસનના અનુવાદમાં સોવિયેટ વિચારમિનારને જેમ માત્ર સાંકેતિક ગણું છું. તેમજ બૌદ્ધ વિચારમિનારનું આમાં.

§ ૬ બુદ્ધનો વિચારમિનાર તેના સમયના સુશિક્ષિત ચિન્તકોમાં લગભગ સર્વમાન્ય એવા (પ્રાચીન કાળથી ઉતરી આવેલા) ઔપનિષદ વિચારમિનારમાંના જ ઘણા અંશોનું માત્ર પુનઃસંવિધાન હતું. તથાપિ કેટલાક મુદ્દાના અંશોમાં બૌદ્ધ વિચારણા ઇરાદાપૂર્વક અને દૃઢતાથી સામી પડેલી. "મધ્યદેશ"[૧]માં વધી પડેલ હિંસક યજ્ઞોનો વિરોધ, શ્રોત્રિય બ્રાહ્મણોને અતિબહુમાનના રિવાજેનો વિરોધ, તપશ્ચર્યામાં અતિશ્રદ્ધાનો વિરોધ, એ ત્રણ અંશ તો ઇતિહાસપટ ઉપર ખાસ ઊપસી આવ્યા એટલે જાણીતા છે. આવો એક ચોથો જ અંશ અહીં નિરૂપ્યો છે. શ્રીગીતા મનુસ્મૃતિ મહાભારત આદિમાં જોઇયે છ કે સત્ય અને હિતવચનો બોલવાના સામાન્ય કર્ત્તવ્યની મર્યાદા વિશે પરમ્પરાપ્રાપ્ત આર્ય મત બનતાં લગી અનુદ્વેગકર બોલવું,

૧ ઉત્તર હિંદના મધ્ય ભાગને આપણી પ્રાચીન ભૂગોળવિદ્યામાં ત્રણ નામ આપેલાં જણાય છે, બ્રહ્માવર્ત્ત, આર્યાવર્ત્ત, મધ્યદેશ.

એવો હતો. अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् વગેરે આપણી સંસ્કૃતિનાં મહાવાક્યો જાણીતાં છે; જૂનામાં જૂના કાલથી ચાલ્યાં આવેલાં છે. બૌદ્ધ મત આની સામે પડેલો અને પ્રસંગે પ્રસંગે અસંદિગ્ધ બોધ કરતો, એ ભલે ને ઉદ્વેગકર હો, તથાપિ હિતવચન બોલવું એ જ કર્તવ્ય, એજ સત્ય સનાતન નીતિ, જે કોઇ પણ વ્યક્તિ સિદ્ધ સન્ત પિતા કે ગુરુપદે હોય, તેને માટે તો ખાસ. આ ઉપાખ્યાનમાં બુદ્ધનો તેજોભંગ ઇચ્છતો એનો વિરોધી, આ બાબતમાં પ્રાચીન પ્રતિષ્ઠિત મતનો જ આશ્રય લે છે, અને અભયકુમારની શ્રદ્ધા આદિને ચલિત કરવા ચાહે છે. બુદ્ધ અહીં શો જવાબ દે છે? ભલે લોક દોષ દેતા, દૂણાતા: શિષ્યોના અને સમાજના ઉદ્ધારવાંછુ જવાબદાર ધર્મોપદેશકનું તો એ જ કર્તવ્ય હોઇ શકે: તથાગત બુદ્ધનો તો એ જ જીવનધર્મ. આ પ્રમાણે કૃતિનો વિષય બુદ્ધ છે તેટલે દરજ્જે સત્ય પણ છે.

બુદ્ધ મૂલ સુત્તામાં વાણીનાં પાંચ લક્ષણો લઇને શું બોલવું ઉચિત—અનુચિત તેનો બોધ કરે છે. આ પાંચલક્ષણ અનુક્રમે—

(૧) સાચી–જૂઠી, (૨) વાસ્તવિક–અવાસ્તવિક, (૩) હિતસાધક–હિતસાધક નહીં એવી, (૪) શ્રોતાને રુચે એવી–રુચે નહીં એવી, (૫) પ્રસંગોચિત–અપ્રાસંગિક. અને બોધ કરે છે કે,

સાચી વાસ્તવિક હિતસાધક રુચે એવી વાણી,

તેમ સાચી વાસ્તવિક હિતસાધક વાણી જો કે રુચે એવી ના હોય તથાપિ, તથાગત યોગ્ય પ્રસંગે બોલે જ છે. તથાગત ઘણું-ખરું તો મૌન પાળે, કોઇ પૂછે ત્યારે અને જવાબ પૂરતું બોલે (શ્રોતા ભલે ને સાથેસાથે બીજા પણ હોય,) તે અપ્રાસંગિક બોલે નહીં; અહિતકર બોલે નહીં; અસત્ય અવાસ્તવિક બોલે નહીં; ભલે ને આમાંથી કોઇ પણ પ્રકારની એ વાણી તે શ્રોતાને રુચી જાય એવી હોય તથાપિ ન જ બોલે, એ તથાગતનો ધર્મ. (અંગ્રેજી

સારમાટે જુવો Dr. E. J. Thomas; Life of Buddha Legend and History; pp 136-7

આ બોધને નીચેના સંસ્કૃત અનુષ્ટુપોમાં યાદ કરી શકાયઃ—

हितं सत्यं यथार्थं च ब्रूयात्प्रासंगिकं सदा।
प्रियमुद्वेगकृद्वापि ब्रूयादगुरुवन्मित्रवत् ॥
न ब्रूयादहितं यद्वा अतथ्यमनृतं कदा।
सत्यप्यतिश्रुतिहरं नैव ब्रूयात्कदाचन ॥
हिताहितेऽन्नवक्तुर्न श्रोतुरास्तां परस्य वा।
वन्ध्यमित्रस्य कस्यापि एष धर्मः सनातनः ॥

ટુંકામાં नास्ति सत्यात्परो धर्मः એ સિદ્ધાન્તના નિત્ય નૈમિત્તિક બોધ અને પાલનમાં ગૌતમ બુદ્ધને સોક્રેટિસની હારમાં પણ મૂકી શકાય એમ લાગે છે.

§ ૭ ઉપવન, ઝરૂખો, વડચોક, ફૂલ-પાટ, વગેરે વસ્તુભૂમિના મોટામોટા અંશોને પણ આખ્યાનશૈલી તો જ્યાં જે આવે ત્યાં તેનો નિર્દેશ માત્ર કરી શકે. વાચકશ્રોતાને આ તો અપરિચિત એમ તેનું ત્યાં યથાસ્થિત વર્ણન વિસ્તારવા જાય, તો આખું કથળી જાય. તથાપિ એવા માત્ર ત્વરિતસ્વલ્પ નિર્દેશો ઉપરથી વાચકની કલ્પનામાં તેના અનુભવ કે જ્ઞાને એ અંશોના ઊપજાવી રાખેલાં બિંબ કૃતિ વાંચતાં વાંચતાં જ પૂરેપૂરાં ઊપસી ના આવે, તો વાચકના મગજમાં આખ્યાનની છાપ ઘણી ઝાંખી જ પડે. વર્તમાન સમયનું વસ્તુ હોય તેમાં દેખીતું છે કે આ મુશ્કેલી ન નડે. સામી બાજુએ દેખીતું છે કે જેમ આખ્યાનનો સમય વગેરે જુના ભૂતકાળનો, તેમ આ મુશ્કેલી મોટી. ઐતિહાસિક વસ્તુઓ માટે પદ્યરચનાઓને ઠેકાણે ગદ્ય નવલો—બધી ભાષાનાં સાહિત્યોમાં-વધારે લોકપ્રિય બની છે આ કારણથી, કે ગદ્ય નવલની સંકલના વધારે શિથિલ હોવાથી તેમાં લાંબાં વર્ણનો પણ જ્યાં ને ત્યાં ગૂંથી લેવામાં આવે તેથી રસક્ષતિ થતી નથી. પરંતુ આ રચના પદ્યબંધમાં

હોવાથી મુખ્ય સામગ્રી રૂપ અંશો વિષે અહીં થોડી માહિતી ઉમેરવી પ્રાપ્ત થાય છે.

રાજમહેલ, અટ્ટી, કોઠી, ભવન, મંદિર, વિહાર, મઠ, વિદ્યાપીઠ જેવાં મોટાં સ્થળોનો મુખ્ય દરવાજો, જેને મુસ્લિમ સમયમાં 'બુલન્દ દરવાજો' કહેતા, તે અંબાડી સાથે હાથી આવજા કરી શકે એવો ઊંચોપ્હોળો, માટે **ગજ-બાર.** આની અંદર પેસતાં પ્હેલો સૌથી મોટો વડ-ચોક, કવાડ્રેન્ગલ; એમાં જુદા જુદા ઘાટનાં થોડાં સુશોભિત કૃત્રિમ જલાશયો, અને છૂટા છૂટા તેમ ત્રણચાર પાંચસાતનાં ઝુંડમાં મોટામોટા તરુવર. જટી=વડ; જટીશ=મહામોટો વડ. ચમરિક=આમલી ગુલમ્હોર જેવા તરુવર, જેનાં પાંદડાં ચમરી જેવા ગુચ્છાઓમાં. શુભ્રથડા='એશ' 'ફર' ચીનાર જેવા તરુવરો, હિમાલય અને તેની તળેટીઓમાં **પા**મીરથી **બ્ર**હ્મદેશ લગીના વિસ્તારમાં અનેકાનેક જાતના થાય છે.

આવા વડ-ચોકો કરતાં ઉપવનો ઘણાં જ મોટાં, બધી જ રચના વિશાળ પાયા ઉપર. જુવો **માલવિકાગ્નિમિત્ર મૃ**ચ્છકટિક આદિમાં વર્ણનો. હિન્દખણ્ડ આખો અસંખ્ય અને અતિકાય જંગલોનો જ ખણ્ડ હતો, એ અરણ્યોમાંથી પોતપોતાને ફાવતા ભાગ દબાવી તેમાં ક્રમે ક્રમે સુધારા કરી કરીને જ આવાં ઉપવનો ઋષિજૂથોનાં તપોવનો કે આશ્રમો વગેરે રચાતાં. કદમાંજ નહીં.; સૌન્દર્યોમાં તેમ વિવિધ સોઇની અત્રતત્ર સમુચિત રચનાઓમાં, એ પ્રાચીન કાલનાં ઉપવનો અને તપોવનો હાલ આપણા ખ્યાલમાં પણ આવી શકે નહીં, એટલાં બધાં ચડિયાતાં હતાં. અહીં રાજન્ય અભયકુમારના નન્દનવનોપમ ઉપવનમાં એક વિભાગમાં ન્યગ્રોધ સપ્તપર્ણ (અહીં શબ્દ વાપર્યો છે સપ્તક) જેવા જંગી તરુવરને થડે રચેલા સ્ફાટિકના વર્તુલી ઓટલા ઉપર રાજારાજન્ય મહાજન શ્રેષ્ઠિ આદિને દર્શન દેવાની વેળાએ બુદ્ધ બિરાજેલા, ત્યાં એ તરુવરની એક શાખા ઉપર (આધે તેમાંથી પ્રશાખા ફૂટે તે ખૂણે) પંખીએ રચેલો કોઇ માળો સમડે ઝડપે છે, શિકાર પકડી લઇને

ઉડી જાય છે, એમ માળો પીખાંતાં એ બચ્ચાં નીચે પડે છે, તેમાંનું એક જમીન પર પટકાતાંજ મરી જાય છે, ત્યારે બીજું આ ખુલ્લા અને કુદરતી પણ છાયાવાળા સભાગૃહ જેવા સ્થલની એક સીમા લેખે રચાયલી ફૂલ-પાટ (ફૂલછોડોની લાંબી અને ત્રણેક છોડ સાથે સાથે રોપતાં થાય એટલી પ્હોળી વાડ, આપણને પરિચિત મેંદીના જેવી વાડ) ને મથાળે ઝીલાઇ જતાં, આબાદ ઊગરી જાય છે, એવી અહીં કલ્પના છે. પણ આખું વસ્તુ આછું છે, અને તેમાંનો બીજો તન્તુ-શ્રી દેવદત્ત અને તેના શિષ્યો,-એને વર્ણનની સળંગતા માટે પ્હેલો લીધો છે. ઝરૂખો. ઉપર આવી ગયેલ ગજ-બારની બંને બાજુ ત્રણચાર માળ ઊંચા અવાસ હોય, અને તે દિવાલોએ બ્હારથી રાજમાર્ગ (સરિયામ વિશાળ રસ્તા) ને અડીને લાંબા ઓટલા; ભવનના દિવાનખાનામાંથી એક બાજુના ઓટલા ઉપર જરા ઊંચો આગળ પડતો અતિસુશોભિત થાંભલીઓ કઠેરા વગેરે વાળો ઝરૂખો પણ ચણાતો. અને દિવાનખાનામાં કે બીજે કામ ના હોય તેટલો વખત વળી લગભગ રોજ પ્રાતઃકાળ પછી કેટલોક વખત, ભવનસ્વામી આ ઝરૂખામાં ગાદીતકિયે બિરાજે, રસ્તે જતાઆવતા લોકનાં નમનો ઝીલે, નગરચર્યા જુવે, કોઇ કોઇ સાથે વાતચિતો કરે, વગેરે. આવા ઝરૂખા માટે જુવો શ્રી વિનાયક નંદશંકર મ્હેતાનું નાટક, કૌજાગ્નિ.

વધારે વિસ્તાર અહીં અશક્ય.

§ ૮ છન્દો: ૧-અનુષ્ટુપ, ૧૬મા ખંડમાં ૫ શ્લોક, ૧૭ મામાં ૧.

૨-ઉપેન્દ્રવજ્રા, કૃતિનો મુખ્ય છંદ આ. એમાં ક્વચિત ઇન્દ્રવજ્રાપંક્તિઓ આવી ઉપજાતિ શ્લોકો બનાવે છે; ૩૨ શ્લોકમાં ઇન્દ્રવજ્રાપંક્તિ ૧૧ જ.

૩-બાકીની ૮૪ પંક્તિઓનો છંદ નવો રચેલો છે. કૃતિનો આરંભ તેમ અંત આ નવા છંદથી છે.

એનું ગણમાપ—

**ન જ જ ન ગ અને ન જ જ ય**

એ પંક્તિઓનું મિશ્રણ, અર્ધસમ બન્ધની રીતે નહીં; યદૃચ્છાએ. ચાર લીટીએ શ્લોક એમ પણ નહીં. રચનામાં ૧ થી ૧૮ આંક જમણી બાજુએ કલમ (પૅરેગ્રાફ) દર્શક છે; સ્ટ્રોફી ઍન્ટિસ્ટ્રોફી જેવા લયપલટાના દર્શક પણ છે, જો કે ૧૭ મો ખંડ મિશ્ર છે. વળી અહીં ગણમાપની પંક્તિઓ સાથેસાથે એ જ લયની પણ માત્રામેળ પંક્તિઓ ય આવે કે, દરેક ૩૬ જ માત્રાની. અનુષ્ટુપ –ત્રિષ્ટુપથી માંડીને વસન્તતિલક લગીના આપણા આખ્યાનોચિત ગણછન્દો સાથે આ નવો છન્દ સારો ભળે એવો જણાય છે જો કે અતિવિવિધ કે શિથિલ બની જાય, માત્રમેળ પંક્તિઓ માટે રાખેલી છૂટનો દુરુપયોગ થતાં. પણ આવાં ભયસ્થાન તો પિંગલ- માંના લગભગ દરેક ઘાટને વળગેલાં છે જ, તેમ લેભાગૂ કે માત્ર ગાણિતિક પદ્યલેખક કોઇ પણ છન્દનું ખૂન કરી શકે છે.

આટલા ખુલાસા સાથે આ નવા છન્દની લક્ષણબંધી અને તેનું નામ–તિથિકલ છન્દ–પિંગલશાસ્ત્રની રૂઢિ મુજબ એની જ કડીમાં આપું છું.

**નજજનગા નજૅજયા માંહિં લહરે**<br>
**ગણ બદલે કલનર્ત્તન નાના**<br>
**પદપલટા ગતિ તરંગ મુદા**<br>
**ધરિ તિથિકલ કરી વશ કવિ, વિહરે.**

નજજનગા એ ઘણુંખરું વિષમ પંક્તિનું, નજૅજયા એ ઘણુંખરું સમપંક્તિનું માપ, જયા=જ ય. કલ=માત્રા; પણ બીજો અર્થ કલા=૧૬, ત્રીજો અર્થ કલ=મધુર. તિથિ તો એક પક્ષમાં ૧૪, ૧૫, કે ૧૬ હોય; અતિવિરલ દાખલામાં ૧૩ કે ૧૭ પણ આવતી હશે. એટલે તિથિકલ નામનો અર્થ આ, કે તેરચૌદ પંદર સોળ

સત્તર વિવિધતાવાળો, મુખ્યત્વે ગણબદ્ધ, તથાપિ ૧૬ માત્રામાં પણ વિહરતો સુમધુર છન્દ.

છેવટ, રણપિંગલ ગ્રંથમાં જગતી જાતિમાં ન જ જ ય છન્દ તામરસ અથવા લલિતપદને નામે નોંધ્યો છે, અને અર્ધસમ પ્રકરણમાં દોધક+તામરસ=દ્રુતમધ્યા અને એનો વિલોમ=ઇહા, એટલું જોવામાં આવે છે. અતિજગતી પ્રકરણમાં કે બીજે ક્યાંય નજજનગ છન્દ દેખાતો નથી.

## બુદ્ધ

ઉ પ વ ન

અભયકુમારતણા ઉપવનમાં
અતિથિ તથાગત ભિકખુસમૂહે.
ઉપવન એ સર કુંજ વિવિધથી
ફુલ ફલ ગંજ સુગન્ધ ભભકથી
૫ મૃગ ખગ જૂથ વિહાર લલિતથી
સુરપતિબાગ સમોવડ સોહે. ૧

દે વ દ ત્ત

મુનીન્દ્ર આવ્યો ત્યંહિં દેવદત્ત,
ઘણા સહે શિષ્ય; મુકામ સારો
ન પામિયો; ક્યાંક કર્યો ઉતારો.
૧૦ ન સોઈ જ્યાં,—સુન્દરતા ઉધારો!
થયો અદેખો અતિક્રૂદ્ધ, તો યે
ગપાવિને આશય સૌમ્ય મોંએ
ઉભો; અભેરાજ જ્યહાં ઝરૂખે
વિરાજતા;—માર્ગ વિશાળ ર્‌હાળો
૧૫ ખુંદી રહ્યો ઉદ્ધત શિષ્યટોળો. ૨

ભ વ ન ચો ક

ભવનતણાં ગજ--બાર ઉઘડતાં
ધસમસ શિષ્ય ધસે વડ-ચોકે.
તરુવરની સલિલાશય ફરતાં
શબલ સુશીતલ છાય-વરતુલી
૨૦ વિવિધ બિછાત પરે પડિ ટુકડી
દશવિશ શિષ્ય, વિશાળ શિરીષા
ઉદુંબર સપ્તક જાંબુ જટીશા
ચમરિક શુભ્ર-થડા બકુલેશા
તરુવર હેઠ જમાવિ સુખાસન,
૨૫ અપુરવ શાન્ત, સુલોલુપ આનન,
ધિરજ અધીર ધરે દુખ-ભૂખે. ૩

શિ ષ્ યો

સુથાળ રૂડાં રસ અન્ન પૂરાં
પરન્તુ પ્હેલી ટુકડી જુવે જ્યાં,
ઉઠી ઉભા એ દશવીશ સાંઢ,
૩૦ તિરસ્કરે સાત્ત્વિક એહ ભિક્ષા.
"ભલે ભરે આ ગુરુજીનિ કુક્ષા,
ચહૂં અમો આમિષ માક્ષિકાઢ્ય."
ગૃહી ન ટોકે અતિથીચ્છનાને,
અપાત્રસેવાય સુભાગ્ય માને.

પ્ર શ્ન

૩૫ અભયકુમાર નમી ગુરુજનને
નિજ ઝરુખા નિકટે શુભ ઓટે
વિમલ બિછાત રચી, કરિ સ્વાગત
કુશલ પુછી કરિ પૂજન, ફૂલ રત-

રતનાં સ્વાદુ સમર્પી, તર્પી,
૪૦ "તપોધના, અવ ચહું," કહિ જાચે
"શબ્દશરાવલિ તવ, જે સાચે
ભવદુખ કાટે, એક જ ચોટે!" ૫

૫ ક્ષ ા ઇ

પ્રસંગ ઇચ્છેલ વહ્યો જ સોડે
લહી અદેખો, થઈ સાવધાન,
૪૫ સુસજ્જ રાખ્યો શર શાબ્દ છોડે,
વિનમ્રતામાં લપવી ગુમાન.
મુનીન્દ્ર હૂં કિંકર અલ્પશક્તિ,
ન શિષ્યવૃન્દે ચ પુરો પ્રતાપ,
તપો હજી પ્રૌઢ તપી રહ્યો છૂં,
૫૦ ભજૂં હજી મૌન જપન્ત જાપ.
હું તો હજી સાધક સિદ્ધિકામી,
નથી હું સિદ્ધો સમ પણ્ડૅસ્વામી.
મ્હને ન સિદ્ધોચિત પ્રશ્ન યોગ્ય,
પરન્તુ છે સિદ્ધ મહાન આંહીં,"
૫૫ "જી, છે કૃપાળા મુજ કુન્જમાંહીં,"
"એવા મહાસિદ્ધ જ પ્રશ્નયોગ્ય." ૬

શા બ્દ શા ર

"સાચી અગર્વિષ્ઠ વદો છ વાણ,
અહો તર્યા પન્થ-ગુણા, સુજાણ!
કહો કયો આપ જ પ્રશ્ન આજે
૬૦ પુછયો ત્યહાં દર્શનવેળ છાજે."
"સુકીર્તિ સિદ્ધોનિ ન વ્હાલિ કોને,
કલંકયોગૂ પણ લોક-લૂલીઃ
પ્રમાણુ ના લેશ, ગણે ન કોઇ,

વદે વદે છિદ્ર તથાપિ સોઈ."
૬૫ "વદે છ શૂં બુદ્ધવિરુદ્ધ લોક ?"
"અરે નર્યૂં પૈશુન, છેક ફોક !
પુછો તથાપી પુછવૂં ઘટે તો,
લપેટિ આચાર-ગુંચે રુચે તો."
પુછયો કઇ રીત અભેકુમારે
૭૦ અને કયો પ્રશ્ન, કથા ઉચારે. ૭

દ ર્શ ન

અભય સહે નિજ સાત વરસનો
શિશુ પણ આગત દર્શનકોડે.
નમન કરી સકલાંગ ચરણમાં
હસત ચડન્ત તથાગત-ક્રોડે.
૭૫ અભય પ્રસન્ન બને નિરખી સુત.
ઉર કરુણાનિધિ વિભુ ઉર લાલિત,
દ્રુમપતિબાહુ પરે અધિરોપિત
તરુ સમ અદ્‌ભુત સુરખ વિકાસિત.
મહાપુરુષ-અંગુલિ કચ ગેલે,
૮૦ -શિશુદગ ગિરિગજધીંગાં માંસલ
અંગ અંગ પ્રતિ વિસ્મય રેલે.
કથક ઘડી સમરે છે રાહુલ,
-તડિતશીઘ્ર પણ બોધ લહે છે,
વત્સ સકલ જે શકે ગણી સમ,
૮૫ મૃગ ખગ જાન-ખલક નિજ શિશુ સમ,
નભસમુદાર ઉરે એ નિજનૂં
સ્મૃતિઝરણૂં ય સુધારસ છોડે. ૮

બુ દ્ધ પ્ર ભા વ

મુનીન્દ્રનો પેચ કુમાર ભૂલ્યા.

વિશ્વાસ્ય આ લોચન વ્હાલસોયાં,
૯૦ પ્રભાવપ્રૌઢૂં રતિકોમળૂં આ
હૈયૂં, જ્યંહાં લોક કુદી પડીને,
જળે યથા ગાત્ર, મળો તમિસ્રો
ભવોતણા ગંઠિત ધોઈ ધોઇ
શકે પિછાની ચકિતાક્ષ સાચો
૯૫ સખા પુરાણો નિજ અન્તરાત્મા! ૯

વા ઙ્ મ યાં દા

"પ્રભો, મુનીન્દ્રે શર શાબ્દ આજે
બપોરના ભોક્યું લપેટિ વ્યાજે,
હજી યથા વૃશ્ચિકડંખ દાઝે."
"વિરોધિ જિહ્વા ય વૃથા ન છેક,
૧૦૦ હશે કશૂં સત્ત્વ,—કરી વિવેક
કથો જ તે ડંખઉપાયકાજે."
"સવાલ તો વાઙ્મયનીતિ કેરો.
વદી ગિરા સત્ય થતી પવિત્ર;
અસત્યથી દૂષિત શીલઘાતી
૧૦૫ વગોવતી જેમ, સ્વયં ડઘાતી,
ન લેશ શંકા ઉઠતી જ અત્ર.
વળી વદી વાક્ય હિતાર્થ પ્રાણી
હિયે રતી, મેળવતા સમાણી.
કદી જ મીઠી પણ સત્યવાણી,
૧૧૦ હિતાર્થ તો પ્રાય કટૂ કઠોર;
વળી ઘણા યે જન સ્વાર્થચોર,
વિશંકતા અંગત સ્વાર્થજુગ્તી,
ઝિલી શકે તે શું હિતાર્થ-ઉક્તિ?" ૧૦

સન્તાચરણ

અભયવચે વક્ષઃસ્થલ મ્હાલે,
૧૧૫ દૃગશિરકન્ધર બને અડગતું;
ઋજુ શર શી ઉપદેશક અંગુલિ,-
શબ્દ ગભીર ઝરે સમ ધારે.
"જગ જન પામરથી ખદબદતૂં
કૃતિવચ મહીં પરસ્પર હીણાં:
૧૨૦ કૃતિવચ એહ પરસ્પર દીનાં
નવ કદિ નીતિનિયમ ક્ષમ કહાવે.
નિયમન નીતિતણાં સન્તનનાં
કૃતિવચ મહીં જ અભય અદીનાં:
કરુણ, હિતે રત, સત્ય જ નિગળત,
૧૨૫ નિજપરભેદ કદાપિ ન સમરત,
–લક્ષણ સન્તનનાં જગ ગાવે.
અભયકુમાર, બનો ભયજિત, મુજ
આશિષ સહ વચ ચિન્તવિ ભાવે." ૧૧

શર છૂટે જ છે

ન બાણ છૂટ્યૂં અટકે અધૂરૂં
૧૩૦ અને ચલાવે કરવા જ પૂરૂં.
"શ્રુણો કહૂં સર્વ મુનીન્દ્રબોલ
વધો જ જે એ અતિનમ્ર ડોળ:
'અને કહે લોક–ગમાર લોક!–
કહે નિરાધાર, વળી બનાવી,
૧૩૫ અદેખ દ્વેષે જુગતૂં સજાવી,
કહે બધૂં દૂષિત, છેક ફોક.
તથાપિ કહેતા વિરમે ન,–'
તેથી
અહો કપાતૂં શું મુનીન્દ્ર હૈયૂં!

ને ભકત એ સાંખિ શકે હિણાતી
૧૪૦ પ્રભો, ત્હમારી કયમ સિદ્ધ-કીર્તિ !
વદે શું એ લોક ? દિયે શું આળ ?
'ગિરા ત્હમારી વસમી કરાલ :
ન હોય ઉદ્વેજક સિદ્ધ-વાણી :
સુમિષ્ટ તે કયાં ! તમ કયાં કટાણી !'" ૧૨

ચી લ ઝ પ ટ

૧૪૫ ત્યહાં શિરે ચીલ તણે ઝપાટે
લુંટાય ભંગાય કુલાય કોય.
ઉડી ગયો ચીલ ગ્રહી શિકાર,
પડ્યાં ગરી બે મધુકીર બાળ.
ભુમી પડયૂં જાન ખુવે પછાટે,
૧૫૦ ઝિલાયું બીજું પણ ફૂલ-પાટે.
ભલે તડિદ્વેગિ બન્યૂં, બન્યૂં તે :
ઉંચે ખગો રોકકળે વૃથા તે.
ભલે અચિન્ત્યૂં બનતૂં, બન્યૂં તે :
પછી જનો રોકકળે, વૃથા તે.
૧૫૫ ક્ષુધારુજામૃત્યુજરા શિકારી :
શિકાર સૌ રોકકળે, વૃથા તે. ૧૩

ક પો ત ર ક્ષ ણ

અભયસુતે કરિયૂં મન ઉઠવા
ફુલતરુ ઝીલ્યું કપોત ઝડપવા.
કિસમત ચીલ ચુકાવિ ન વિરમ્યૂં,
૧૬૦ જતનનિમિત્ત અલૌકિક નિરમ્યૂં.
"નહિ નહિ વત્સ !" વદન્ત દયાઘન
"નવ પડવા દઉં એ તવ ચોટે.
મધુશુક તો શુકજાતે બ્રાહ્મણ,

સકલ કરે વિદ્યાર્જન હાટે.
૧૬૫ અભય, લિયો શુક, ગુરુને હેજો,
વય વધતાં નિત ભણુવે, કહેજો.
મધુશુકરત્ન સહજ કર લાધ્યૂં,
અતિ બડ ભાગ્ય ફળે, યદિ વાધ્યૂં."
અભય લઈ નિજ ખેસ અમૂલ્યે
૧૭૦ જતન કરી ઝુલવે શુક કોટે. ૧૪

પિતા આ ચ ર ણ

"અને હવે પ્રશ્નસડંખ પેલો,
સિદ્ધાન્તવાચે ઉકલી ગયેલો,
દૃષ્ટાન્તવાચે ફરિને ઉકેલું,
સમૂલ એ દાહક ડંખ ઠારૂં.
૧૭૫ પ્રરોહ આ લાડકડો ત્હમારો,
પિતા-ઉરોને નિજ પુત્ર વ્હાલો.
પરન્તુ એ બાળપણે ન પેખે
હિતાહિતો, હદ્દ ન એક દેખે;
લહે ન મર્દાઇ દઢાય શાથી,
૧૮૦ ન રોગ સાંખે, ન રુચી દવાથી.
નહીં જ ઉદ્દેજક વેણ કહેવાં,
નહીં જ ઉદ્વેજક કાર્ય લેવાં,
કહો પિતાથી હિત પુત્રનૂં એ
સધાય તો કેટલડૂં કદા યે?
૧૮૫ પ્રધાન ને જ્યાં હિત અન્યકેરૂં,
ને અન્ય હો દીન અનાથ છેક,"
—"યથા ગર્યૂં આ બચલૂં બચારૂં!"—
"અહો ત્યંહાં ચાપલ પુત્રકેરૂં
નિયંત્રવાનો જ ઘટે વિવેક.
૧૯૦ કંઈ વળી પુત્રમુખે ગળાતૂં;

પેસે કંઈ, પુત્રડિલે ગુંચાતૂં,
–પ્રતિક્રિયા દુ:ખ હિયે ભરે ને,
પ્રતિક્રિયાથી રુધિરે વહે ને,
પ્રતિક્રિયા આપદ ટાળતી તે
૧૯૫ કર્ત્તવ્ય, ઉદ્વેજક તોય, છે તે. ૧૫

સિદ્ધાન્ત સીડી

„સિદ્ધાન્તે કર્મ સન્તોનાં
દૃષ્ટાન્તે તો પિતાતણાં
ધર્મ રૂપે જણાવન્તા
મૂંઝવો છો મતિ, પ્રભો,"
૨૦૦ "પ્રશ્ન છે સિદ્ધ માટેનો,
ન પિતાનો, ન સન્તનો.
યોગ્ય જે તાતકર્તવ્ય,
સન્તોચિત સવાઈ તે.
યોગ્ય જે સન્તકર્તવ્ય,
૨૦૫ સિદ્ધોચિત સવાઇ તે.
પુત્રથી છે પિતા મોટો
પિતાથી સન્ત તેટલો;
પિતાથી સન્ત છે ઊંચો,
તેટલો સિદ્ધ સન્તથી:
૨૧૦ સિદ્ધ સન્ત પિતા સીડી
ધર્મોની વા ણિકર્મના.
ભાવના પક્વતા કેવી
દૂર, તે પણ ચિન્તવો:
સિદ્ધ ના, સન્ત કાચો,
૨૧૫ સન્ત ન્હૈં, તે પિતા નથી. ૧૬

અન્તિમ વચનામૃત

"અપક્વ બુદ્ધ, નવ ઊર્મિ તાણે,

બધા ય તે બાળ, ન માત્ર છોટા.
સુપક્વ બુદ્ધી, વશ ઊર્મિગ્રામ,
હિતૈકલક્ષી, નર તે જ મોટા.
૨૨૦ વિરલ દિસે નહિ વેશધરન્તા,
નિતાન્તવિરલા સુપક્વ સન્તા!
નિજપરભેદ ભુંસાય કયંહાંથી,
હિત પરમે વજ્જર રતિ ક્યાંથી,
જગ-તનહા કુલ છંહિ ન માયા,
૨૨૫ ગુપત નિજાતમ જ્યંહીં ન પાયા
અગમ નિજાતમ સત્ય સનાતન,
અભય સુધામય સિદ્ધ શ્રેય ધન:
અભયકુમાર, ન અવર પરમ ધન.
સિદ્ધાન્તે એક આ સીડી,
૨૩૦ દૃષ્ટાન્તો તો ગણાય ના.
અનન્તાનન્ત બિન્દુડાં,
આર્દ્ર એક રસે રસ્યાં" ૧૭

વ દા ય

અભયકુમાર નમી વરચરણે
ગહન નિદિધ્યાસન ભર નયને
૨૩૫ સુત સહ મન્દ વળે નિજ ભવને,
ગળત તથાગત એ ઘડિ વિજને. ૧૮

●

## ટિ પ્પ ણ

૨ **તથાગતઃ** સત્ય-જ્ઞ; બુદ્ધનાં જાણીતાં લાક્ષણિક વિશેષનામોમાંનું જૂનામાં જૂનું એક. દેવદત્ત બુદ્ધનો નિકટનો સગો હતો; શિષ્યમાંથી એ કટ્ટો શત્રુ અને હરીફ બની ગયો હતો. એવા ધર્મગુરૂઓ ભિન્ન ભિન્ન નામો ધારણ કરે છે. લોકજિહ્વા પણ કોઇ કોઇને અમુક નામ આપે છે, ઋજુ કે વક્રભાવે, તે ય કેટલીકવાર ચોંટી જાય છે. આ કૃતિમાં દેંને મુનીન્દ્રજ કહ્યો છે.

૧૨ **ગપાવવું:** સં. गोपायति, गोपायन, गुप्त, વગેરે. આ શબ્દ શિષ્ટ ભાષાને લાયક શાને નહીં વારૂ ?

૧૪ **વિશાળ પ્હોળો,** અતિ પ્હોળો.

૧૫ **ઉદ્ધત,** ધસમસતા, લોલુપ, અધીર, સાંઢ, ભિક્ષા તરછોડનાર, માંસ મધ માગી લેનાર, ગુરૂ વિષે 'કુક્ષાભરવી' જેવું હલકું બોલનાર,— અને આ તો એમની અપાત્રતાઓનું દિગ્દર્શન માત્ર.

૧૯ હાલતાં ડાળપાંદડાંથી તરૂવરોનાં છાયાકુંડાળાંઓમાં તડકાનાં ચલવિચલ ચકરડાં પડે, માટે **શબલ.**

૨૬ ભૂખદુઃખે

૩૩ **ઈચ્છના,** કામના; માગણી.

૩૭ **રચી,** જાતે રચીને, માણસો કને રચાવીને નહીં.

૩૮ માત્ર ફલાહાર પણ ઉત્તમોત્તમ પ્રકારનો.

૪૮ શિષ્યોની અપાત્રતાને પોતાની એટલી અલ્પ શક્તિ રૂપે સ્વીકારી લેવાની ઉદારતા કે વ્યવહાર કુશલતા.

૪૯-૫૦ વિનમ્રતાના દેખાડ સાથે પોતાની એટલી અસ્મિતા પણ; બુદ્ધ સામે કટાક્ષ પણ. બુદ્ધે તપશ્ચર્યાનો માર્ગ ખોટો જણાતાં છઠે વર્ષે છોડી દીધેલો, એ જાણીતી હકીકત સૌ વિરોધીઓ એની સામે સંભાર્યા કરતા કેમ જે તપશ્ચર્યા તો મહા મોટી શક્તિ, બધું જ મેળવી આપતી કામધેનુ એ મત ઘણો જુનો અને પ્રતિષ્ઠિત.

૫૫ આ પંક્તિ અ૦ વચ્ચે બોલી ઉઠે છે. ફુઙ્જ, સજ્જન પોતાની અતિગર્વ ધરવા જેવી રત્ન સમી મિલકત માટે અતિ છોટો શબ્દ વાપરે છે.

૫૬ પ્રશ્નયોગ્ય, પ્રશ્ન (પૃચ્છા) યોગ્ય જેને તેવા.

૫૯ ઘુણા: કાઠિયાવાડી શબ્દ 'ઘૂના' છે. સં. घूर्णति તે घूर्णवायु, વગેરે. વેગથી ધસતાં પાણીમાં વમળો હોય તે, અને પાણીના પટમાં વમળોવાળાં સ્થાન હોય તે, પણ, ઘુણા. ઊર્મિની ઉષ્મા ઉગ્ર એની ધાર્મિક-રાજપ્રકરણી પક્ષાપક્ષિમાં પંથાસ્મિતા પંથસેવાબુદ્ધિ પંથ-વફાદારી આદિ વમળો જેવાં બની જાય, સામાન્ય માણસનાં ન્યાયબુદ્ધિ તર્ક અનુભવ સ્વાર્થ આદિ એ વમળોમાં માર્યાં જ જાય. આવાં પક્ષવમળોમાંથી પણ ઊગરનાર પોતાના પક્ષના ય દોષ જોનાર, સામા પક્ષના ગુણ પણ જોનાર, વિરલ.

૬૨ લૂલી, જીભ માટે નિન્દાવાચક શબ્દ, અદ્દક, આમ બોલે તેમ પણ બોલે એવા આક્ષેપવાળો વર્ણનાત્મક શબ્દ.

૬૪ સોઈ, सोऽपि, स एव, तदेव. તે ને તે. આ શબ્દ લગ્નગીતો રાસ આદિની બૈરક બોલીમાં જાણીતો છે.

૬૮ સદાચારના કૂટ પ્રશ્ન લેખે. મુ૦ આના ખુલાસા-વિસ્તારમાં અહીં બોલેલો તે આગળ ખંડ ૧૦ અને ૧૨ માં આવે છે.

૭૨ આગત, આવેલો. સકલાંગ, સાષ્ટાંગ.

૭૭-૮ તરુ, પીલો, નવો કોંટો, કે ઝાડવાં ઉપર જ ફૂટતો નવો અંકુર. તરુવરની મોટી શાખા ઉપર રોપ્યો હોય વા ફૂટી નીકળે અને અજબ ઝાંય પ્રકાશી રહે છે, તેમ.

૭૯ ગેલે, બાળકના વાળમાં લાડ કરતી ગેલ કરતી ફર્યા કરે. કુદરતી ઉમળકાજોરે આ ચેષ્ટા વગર ધ્યાને ચાલ્યા કરે છે. બાળકને ય એવાં 'કણ્ડૂયન' ગમે છે. કેટલાક માણસ જોડે બાળક તુર્ત હળી જાય, તેમનામાંથી ફૂટતાં વાત્સલ્ય બાળક જુવે છે તે કારણથી.

૮૦ ગિરિગજધીંગાં. બુદ્ધની કાયા પૂરા માપની અતિ ધાટીલી અને અંગે અંગ પ્રભાવભર્યાં. જેવો ગજોમાં પહાડી ગજ તેવો માણસોમાં બુદ્ધ, દશહજારના સાથમાં પણ તરી આવે. બાળક એ અંગ અંગ જોયાજ કરે છે.

૮૨ જૂનું કથાનક ફરી પોતાની રીતે કહેનાર કવિને સહજ પ્રશ્ન થાય છે, આ બાળકને ખોળે બેસાડી આમ લાડ લડાવતા બુદ્ધને પોતાનો પુત્ર રાહુલ આ ક્ષણે સાંભર્યો હશે ? અને તો એવી સ્મૃતિથી સામાન્ય પિતાને તો થાય એમ બુદ્ધને (કેટલા બધા સમયથી નથી જોયો એ પ્રકારની) વિરહદુઃખની લાગણી નહીં સ્ફુરી હોય ? પ્રશ્ન ઉઠતાં જ તેનું સમાધાન પણ થઇ જાય છે, બુદ્ધના અલૌકિક–વિશાળ વિશ્વવ્યાપી પ્રેમનો ખયાલ પાછો સતેજ થતાં. જન–ખલક=આખી પ્રાણી સૃષ્ટિ.

૮૬ સં+ઉદ્ધાર, એમાં સં=પરિપૂર્ણ, ઉત્કૃષ્ટ; સંસ્કાર, સંન્યાસ, સમુત્ક્રાન્તિ જેવા શબ્દોમાં પણ એ જ અર્થ.

૮૮ ભૂલ્યા. પેચ કરશો, નીતિના કૂટ પ્રશ્ન રૂપે પૂછશો તો વળી બહેતર. એવી એવી સુ૦ ની સૂચના ભૂલી જ ગયા. બુદ્ધનું વ્યકિતત્વ એવું, ભેદ પડદો કશું રાખી શકયા નહીં, દિલમાં જે કંઈ તે બધું એમ ને એમ એ મહાનુભાવ આગળ ઠલવાઈ ગયું. મહાપુરૂષના વિજયો ચમત્કારિક લેખાય છે, તેમાંના કેટલાકને માનસશાસ્ત્ર આમ નર્યા કુદરતી ઠરાવે છે. સુ૦ મ્હને વીંછી જેવો લાગ્યો, એ તો વળી અ૦ થી પ્રથમ પ્હેલું બોલાઇ ગયું. સત્યહિત કહેવાં તો જોઇએ, પણ સામા માણસને ઉદ્વેગ ઉપજાવશે એમ લાગે તો કેમ કરવું, એ કૂટ પ્રશ્ન તે પછી પૂછયો, અને પછી તો જીભ અટકી નહીં, વચ્ચે બુદ્ધ બોલ્યા એટલો વખત દબાયલી, એ બોલી રહ્યા ને પાછી ચાલી; લગભગ સુ૦ ના શબ્દો બોલી ગઇ, સુ૦એ પોતાનો ભકિતભાવ જણાવેલો બુદ્ધને આળ દેવાતાં સાંભળી પોતાને ગ્લાનિ થાય છે એમ વાત મુકેલી, વગેરે બધું જ કહેવાઇ ગયું. ડંખની દાહતા આમ બધું ઠાલવી દેતાં કેટલીક તો આપોઆપ શમે. વળી બુદ્ધની વાણી એ પરિણામને પોષે છે. પ્રશ્નના અંગતરૂપને બુદ્ધ છેક અવગણે છે, પ્રશ્નના ઊંચા ભાવનામયરૂપ ઉપર એકાગ્રતા કરાવીને, ડગલે ડગલે આપણે આપણું પોતાનું શોધન કર્યા કરવાનું, એને જ મુખ્ય વાત ઠરાવે છે.

૯૯ બુ૦ સુ૦ માટે 'વિરોધી' કરતાં આકરો શબ્દ વાપરતો જ નથી.

૧૦૩ ગિરા, વાણી; જીભ. ૧૦૮ સમાણી, સમાના, આપે તેટલી પામે.

૧૧૦ પ્રાય, ઘણુંખરું,

૧૧૧ **સ્વાર્થચોર,** સ્વાર્થચોર; જાતે સ્વાર્થૈકલક્ષી, મેલા, પ્રપંચી, સામાને પણ તેવા જ ગણે.

૧૧૪ **ઝકોલે,** આનન્દે અને બહલાય, ઊંચું આવે, વિશાલ તર બને.
૧૧૬ પ્હેલી આંગળી લાંબી તીર જેવી સીધી અ૦ ની આખ સામે, જાણે તેના ધ્યાનને પૂરૂં પકડી રાખવા. વર્ણન વેગમાં વાકય કપાઇ ગયું છે.

૧૧૮–૧૨૮ અભય અદીન એવાં સન્તોનાં કૃત્યોમાં જ નીતિનિયમો જોવામાં આવે. એવાં કૃત્યો જ નીતિનિયમ રૂપ ગણી શકાય. એકએકથી દીનહીન પામર જનોનાં એકએકથી દીનહીનભીત કૃત્યો કે વચનોમાં નીતિ કે કોઇ રીતના નિયમ સંભવેજ નહીં. અને સન્તો કોણ? એમનાં લક્ષણો તો સૌ સ્તવે. એટલાં જગતપ્રસિદ્ધ છે અને સર્વમાન્ય છે. **નિગળત**–સત્ય બોલે છે આચરે છે એટલું જ વર્ણન એમને માટે અપર્યાપ્ત. ફલમાંથી તેનો પોતાનો રસ જ ગળે, તેમ સન્તોનાં મન વચન કર્મ ત્રણે વાહન પ્રકૃતિએ જ સંવાદી અને સત્ય સમ્પૂર્ણ સત્ય નેતરંકિંચિત્ વાહન બની જાય છે. સ્વાર્થ કે અંગત કામના જેવું રતિભાર જેનામાં નહીં. તે જેવું જેટલું બોલે કરે વિચારે, તે સર્વ નિષ્કામ કરૂણામય અભેદભાવે જ તે તો કરે બોલે વિચારે; બીજો સૂર, ઇતર આશય, એમનામાં કલ્પી પણ શકાય નહીં.

૧૩૫ અદેખા દ્વેષે, ઇર્ષ્યોત્થ દ્વેષને લીધે !

૧૪૬ **કુલાય,** માળો. **કોય,** અનિર્દિષ્ટ, ઘણામાંનો એક કોઈ.

૧૪૮ **મધુકીર,** પોપટની જાતોમાંની ઉત્તમનું નામ. **પછાટ,** પછડાટ.

૧૫૫ **રૂજા,** રોગ. વિશ્વમાં પ્રાણી માત્રની અતિભયંકર કારમી સ્થિતિ વિષેનું બુદ્ધનું દર્શન જાણીતું છે. ચીલશિકાર જેવા બનાવ બને તે હર વખતે આપણે (આપણી અતિ ટૂંકી દષ્ટિને અધીન) તેને અકસ્માત ગણિયે, થોડી વાર રોકકળ કરી તેને વિસારી દઇયે, છેક જ. આખો સંસાર અનન્ત કાળથી એમ જ ચાલે છે. આપણે ધોલ પાટુ ખાઇ ખાઇને પાછા ભૂલી જઇયે, પેઢી પછી પેઢી આ દુઃખાનુભવ, આ વિસ્મૃતિ, અને વળી આ મોહમાં જીવે છે, મરે છે. આ અસહ્ય દુઃખદ પરમ્પરા અકસ્માતોની કે સ્વયમન્તવાન પરમ્પરા નથી; અવશ્ભંવાવિ બનાવોની અનંત પરમ્પરા

છે. નિયતિચક્ર આ નિષ્ઠુર વર્તુલ-ચીલે જ ફરે છે. આપણું આખું જીવન એટલે આ શું સમજ્યા ? આમાં અને અહીં તો જે છે તે આ, બીજું છે જ નહીં. આમ એના ઉપર ઉગ્ર સ્થાયી પ્રલયકાળનીઝાળ જેવો વિરાગ રોમે રોમે વ્યાપી જાય, અને આપણે કંઇક ઈતર વસ્તુ શોધતા થઇયે, ત્યારે જ આ નિતાન્ત દુઃખનાં કારણો, એ કારણોની ચક્કીમાંથી છૂટવાના ઉપાય, અને બુદ્ધ કહે છે કે-મ્હારો આઠ ડગલાંનો નિર્વાણમાર્ગ નજરે ચડે, જેવી જેની પાત્રતા તેટલો તેને આકર્ષે. આમ આ ચીલઝપટના અતિસામાન્ય બલ્કે તુચ્છ જેવા બનાવને તેનાં સૌનાણીનાં પરિણામો સાથે બુદ્ધદર્શનનું રૂપક-બીજક ગણવું, તે જ બુદ્ધદર્શનની પદ્ધતિ તેમ બુદ્ધ પ્રસ્થાન, એ દર્શનની ઉદગ્રકરણ કવિત્વમયતા પણ એમાં જ.

૧૫૭ માળો પીંખાઈ ગયો, પેલો જલ્લાદ ફાવી ગયો, બચલું મુવું તે વળી એના વિજય ઉપર છોગું,-એ કશું પણ અ૦ નો પુત્ર જોતો નથી, સમજતો નથી, એ કશું તેને નડતું નથી, એને તો માત્ર નવું અપૂર્વ ખીલવણું ઝડપવું છે,-એનું નામ બાલભાવ.

૧૬૧ ન હિ ન હિ-એ સં૦ પ્રયોગમાં હિનો છૂટો અર્થબોધ હોવાથી તે આપણા નહીં ન્હેં કરતા વિશેષ જોરદાર.

૧૬૫ ગુરુ, પુરોહિત વા કોઇ પણ ત્હમારા આશ્રિત વિદ્વાન બ્રાહ્મણને, જે એનો ગુરુ બની એને રોજ નિયમસર ભણાવે.

૧૬૮ વાધ્યું, ઉછરી આવે તો,

૧૭૫ બાળક ફક્ત ના કહેવામાં આવે તે ગાંઠતો નથી, ઝાલી રાખવો પડે એટલો જિદ્દી છે. તે બુદ્ધ ઉપલા પ્રસંગે જોઈ લીધેલું.

૧૮૭ આ શબ્દો અ૦ વચ્ચે બોલી દે છે.

૧૯૧ ડિલ, શરીર; દિલ, હૃદય. આ કાઠિયાવાડી ઉચ્ચારણભેદ સૌએ સ્વીકારવો ઘટે.

૧૯૦-૧૯૫ આ દાખલા મૂળ સુત્તન્તમાંના છ.

૨૧૩ દૂર, દૂરારોહ; અથવા દષ્ટિમર્યાદાની જેમ, પાસે જતા જઇએ તેમ તેમ તેટલી દૂર ખસતી.

૨૧૫ પિતા નથી, પિતા લેખેનાં કર્ત્તવ્યોમાં એટલો કાચો રહે છે જ.

૨૨૦ સન્તવેશ, ધર્માચાર્યવેશ, સંન્યાસીવેશ, તપસ્વીવેશ, ગોસાંઇવેશ,– જટા, પંચકેશ, કષાય, વિભૂતિ, વગેરે જુદા જુદા પંથ સંપ્રદાય આદિ પ્રમાણેના અનેકાનેક. બુદ્ધના સમયમાં નવા ધર્મપ્રવર્તકોનો જાણે રાફડો ફાટેલો. એના શિષ્યોમાંથી પણ એકથી વધારે છૂટા પડીને નવો ધર્મ સ્થાપવા નીકળી પડેલા. અને અર્વાચીન સમય જુવો. મુસ્લીમ, સૂફી, ખ્રિસ્તી, સેલ્વેશન, આર્મી, આર્યસમાજી, થીઓસોફિસ્ટ, જૈન, બૌદ્ધ, પારસી–એમ અનેકાનેક: દરેક જુદા, જુદા દરેકેદરેક પોતપોતાના વેશને વળગનારો. વળી દરેકે દરેકનો આ દાવો પણ, કે અમો તો ઓર, અમે ગુરુ, અમે સંત, અમે સિદ્ધ અમે ઉપદેશ દઇયે તે શ્રવણ મનનાદિ વડે આચરણમાં વણી લ્યો, ઉગવા ખીલવા દ્યો; સુખદુ:ખ મોક્ષ ધર્મ અમારી આ છે તે જ સાચી ચાવી, બીજાં ફાંફાં !

૨૨૪ **તનહા,** તૃષ્ણા: બૌદ્ધ પારિભાષિક શબ્દ: પ્રાણી માત્રમાં સ્ફૂરતી જિજીવિષા અને ક્ષુધાથી માંડીને તમામ ઊર્મિઓનો વાચક. **કુલ** આખું ચક્ર, તે રૂપ માયા (ભાસે સાચું, વાસ્તવ, પણ તપાસતાં નીકળે અસત્) (૧) આદતને લઇને બદ્ધધનેઃ, (૨) રૂચિસામીપ્ય ઉછેર દેશકાળ આદિને લઇને રાગદ્વેષ, (૩) કુદરતી પ્રેરણાએ થાય બળ પકડે, અને આપણી કને આચરણો કરાવે, ત્યારે જ આપણે સમજવા પામિયે જે આ મેં કર્યું તે તો ફલાણા વલણે પ્રેરાઇને–એવાં વલણો:– સર્વેને લક્ષતો સભર અર્થ આ **માયા** શબ્દમાં આવી જાય.

૨૩૩ **વર,** ઉત્તમોત્તમ, આ મહાપુરૂષના.

૨૩૪ **નિદિધ્યાસન**, એકાગ્ર અને પુનઃ પુનઃ મનનઃ ગાય પ્રમાણે વાગોળવું. મુરઘી પ્રમાણે ઇંડાં સેવવાં: માતા પ્રમાણે બાળક ધાવતું હોય અને ઉંડાણમાં ડુબી જવું: કુંભાર પ્રમાણે ચાકડો ફેરવ ફેરવકરતાં માટીના લોંદાને બ્હારથી અને અંદરથી ઘડયા સમાર્યા જ કરવો: કલાકાર ઇષ્ટ કૃતિ સંપૂર્ણ થાય ત્યાંલગી ભૂખતરસઊંઘસંસાર આદિને લગભગ વર્જી જે માનસિક મન્થનમાં નિમગ્ન રહે છે, નથી લેખવતો થાક કે ઉલ્લાસ: તેવી સ્થિતિ.

૨૩૫ **સન્દ,** બુદ્ધના સત્સંગનો વિરહ નથી રૂચતો એટલે.

૨૩૬ **વિજન**, એકાન્ત. **ગળત**, જાણે કયાં ય નથી એમ બે ઘડી સૌથી અદશ્ય થઇ નિતાન્ત એકાન્ત–આત્માનો સાચો સંગ, જેને માટે પરિભાષિક શબ્દ 'સમાધિ'.

# રામ–વિરામ

## લલિત

આકાશિકા હિમગિરિ શિરની મ્હડીને–
તારાક્ષરી નિરખતા ઋષિ આર્ય–દૃષ્ટઃ–
મન્દાકિની દ્યુતિરસે અવતારી નીચે–
આ ભારતે ગજવતા અગણિત ગંગા !

ચિત્તનાં ચિન્તને હૈયાં ઉછળે છલકે દડે: ૫
ચિત્રરેખા પ્રવાહે તો જીવન–હંસલાં તરે !

વિન્ધ્યાદ્રિથી અધવચ ધપે નર્મદાજીની ગંગા–
ગર્જે સર્જે જીવિત સરવાં ગુર્જરાબ્ધિતરંગઃ–
વ્હેતી વેગે અમૃત અલુણાં પૂર્વની ઊર્મિછોળે–
અમ્બુધિનાં સલિલ સલુણાં સંગમે ઉછળાયે ! ૧૦

વિંધીને હિન્દનું હૈયું વહે જો ! વિન્ધ્યનર્મદા–
સાગર–સંગમે તીર્થે તારે ગર્જન રાષ્ટ્રને !

સિદ્ધાશ્રમેથી ત્યમ માનસરોવરેથી–
આર્યોત્તરાપથ તપોવનમાં પ્રવેશી–
અત્રિમુનિ અનસૂયા ગુરુદત્ત રહેતાં– ૧૫
રેવા તટે ઉદધિભૂમિ પવિત્ર સ્હાતાં !

નિશ્ચયાત્મક વૃત્તિને ભૂમિપ્રભાવ પોષતો–
પ્રકટાવી પ્રતિભાને આત્મ–ઐશ્વર્ય પ્રેરતો !

પીને વ્યાસે જળ શુકજીએ ભારતીને ગજાવ્યાં–
એ આરે તો વિજયગરવાં ભાર્ગવે ભાગ્ય છાયાં– ૨૦
તીરે કુંજે અભયવીરતા સ્હોતી ઉદ્યોગીઓની–
સંયોગે જો ! નદી ઉદધિને, આર્યતા એકરંગી !

ઉત્તરાપથને આરે આર્યાવર્તાર્ધ ગર્જતો:
દક્ષિણાપથને કંઠે દંડકારણ્ય ઘોરતું !

ત્યાં રાક્ષસો વનચરોની અનાર્ય વસ્તી- ૨૫
પ્રજ્ઞાથી આર્યકુલને બહુ ત્રાસ દેતીઃ
સંસ્કાર સંગમથી સુહવવાજ તેને-
સ્વપ્નો ઝીલેલ ઋષિ કૌશિક સંગ રામે !

રામબાણુ કલા સાધી રામે પૂર્ણવિરામની-
આર્યસ્વામિત્વ રેલાવ્યું વિરામ રાજયોગથી ! ૩૦

યોગાશ્રમે ગુરુ વસિષ્ઠ અરૂન્ધતીને,-
દામ્પત્યનું વ્રત ઝીલ્યું ચરિતાર્થ રામે-
એ પૂર્વજો તણું પ્રજાવ્રત તાત-બોલે,-
પાળ્યું, દઇ જનસ્વરાજ્ય, વનાંતવાસે !

ચિત્રકૂટે પ્રતપીં સૌ, દક્ષિણાયન અર્થ એ- ૩૫
અનસૂયાશ્રમે આવ્યાં સીતાજી રામ લક્ષ્મણે !

એ જન્મતીર્થ તજ્યું, ક્લેશ હર્યા, અયોધ્યા-
ઘાટે તરી સરયૂને, ગૂહને નિવાજ્યા-
રામે ધર્યાં ભરતને યુવરાજ સ્વમાં-
પ્રત્યર્પણે સ્થિર કર્યો નિજ અંતરાત્મા ! ૪૦

બાણુચર્યા ધરી બાહૂ રામે રામાયણ કર્યું-
સ્વદેશે પરિચર્યાથી આર્યત્વે ઐક્ય તો ધર્યું !

સીતા સમી ધીર વહેતી નર્મદા-
ને રામ શો અબ્ધિ જ રેલતો સદા:
પ્રસન્ન એ સંગમ સાધી સૌમ્યતા- ૪૫
યોજે મહારામ વિરામ-ભવ્યતા !

આજને ગુર્જરી રાષ્ટ્રે અનસૂયાશ્રમેથી સૌ-
ઝીલિયે રામસીતાનાં સ્વપ્નો રેવાબ્ધિ સંગમે!

### સંગમ ગીત

સાગર સરિતાને સંગમે રમે સુહાગિયાં-
ઉરને ઉછરંગે રસ બોળ: ૫૦
હેરે જો! વિશ્વની વિભૂતિઓ!

ધરતીને તળિએ તો દરિયાજી ડોલતા-
ઉછળાવે છાકની છકછોળ
લ્હેરે જો! નભની જળદૂતીઓ!

ડુંગરને હૈયેથી ધોધવે ધસી પડી ૫૫
વ્હેતી નદી હાસ્યને હિલોળ:
ગજવે જો! જીવનની વાંસળી!

સંગમે અમી મળે અલુણાં સલુણાં-
ધડૂવે વરસાદે તરબોળ:
લચકે જો! લીલી જગવેલડી! ૬૦

પાવન સંસારની ત્રિવેણીએ મ્હાલિયે:
ઝીલિયે માનવતાના બોલ:
ભારતી ભવબન્ધુતાની બેલડી!

અત્રિને અનસૂયાજી, અરૂન્ધતી વસિષ્ઠને-
રામને તેમ સીતાજી બાણોત્કર્ષાર્થ પ્રેરતા! ૬૫

પૂર્વેથી તો ઉષા શી ધરતીધીરીત્વરા નર્મદાની રસશ્રી:
સંધ્યાશી પશ્ચિમેથી ભરતીઉછળતી પુણ્યઅબ્ધિ યશશ્રી:
મધ્યાન્હે જો! તરંગે રવિકલગી ભરે ઉગ્રઉષ્મા જયશ્રી:
શ્રદ્ધા સેવા સ્વદેશે હિતયુગ સરજે માનવી સંગમશ્રી!

વિશ્વને વિભુ-વૈરાજ્યે, સામ્રાજ્યે સચરાચરે- ૭૦
સ્વરાજ્યે વ્યક્તિને સોહે મહારાજ્ય મનુષ્યનું !

સ્થલ સ્થિતિ સમયાંતરથી નવાં-
યુગવિધાયક સ્વપ્ન જ જૂજવાં-
જગત હેતુ હિતે હૃદયે સ્ફુરે
સદયવીર પરાક્રમ જો ! કરે ! ૭૫

પ્રેમભક્તિ ઝીલે તે તો પ્રેમભક્ત બની રહે-
સીતાના લાડિલા રામ જનતાશરણે ઝુઝે !

સીતાજીને હૃદય ઝુલવ્યાં એક એ રામબાણે !
વાત્સલ્યે તો દશરથ ઝુર્યા એક એ રામબાણે !
વિરામ્યા વિભીષણ ભરતે લક્ષ્મણે રામબાણે ! ૮૦
સ્વાસ્થ્યે સ્હોયાં શબરી હનૂમન વાલ્મીકી રામબાણે !

વિરામ બાણ વાત્સલ્યે જગસંજીવને ઝુલે-
મનુષ્યો દેવ શાં મ્હાલે રામબાણ રસાયને !

આર્યાવર્ત અખંડ એક કરવા એ રામબાણાશ્રયે:
રામે નિશ્ચય રાષ્ટ્રનો ઉર ધર્યો એ નર્મદા સંગમે: ૮૫
ચાલ્યા દમ્પતી દક્ષિણાપથ પરે આર્યત્વ રેલાવવા-
ભારદ્વાજ અગસ્ત્ય આશિષ ધરી ગોદાવરી સંચર્યાં !

દશે દિશે સ્વદેશે તો આર્ય આદેશ ઐક્ય છે:
અપનાવે વિદેશીને વિરામબાણ આણરે !

વિરામ વૈરાજ્ય મનુષ્ય માત્રનું-
રચેલ રામે ભરતાર્યખંડનું- ૯૦
પ્રજાનું સામ્રાજ્ય વિરંજને ભર્યું-
પરસ્પરાધીન સ્વતંત્ર વ્યક્તિનું !

આત્મસત્તાની સંસિદ્ધિ પ્રત્યેક જન કેળવે-
અન્યને સેવતાં સાધે સ્વરાજ્ય રામરાજ્યમાં ! ૯૫

સરસ્વતીને યમુનાજી ગંગા-
સ્વદેશતીર્થો સરયૂ અયોધ્યા-
સ્મરી, ધરી જીવનવાસ દક્ષિણે-
ઘુમે મ્હારાષ્ટ્રિય ઘાટ દમ્પતી !

મ્હેલે બળ્યાં ઝળ્યાં નાઠાં પંચવટી તપોવને- ૧૦૦
મઢૂલીમાં ઠર્યાં મ્હાલ્યાં રંકનાં અનુરંજને !

### સાધુ પીડાનું શાંતિગીત

સાધુ પીડા તે સહી રહિયે :
સંસારીસંત !
દીનને અધિન બની રહિયે !

દેહ દુઃખાય, મન દુભાય, દિલ ઘવાય, ત્હોય- ૧૦૫
જીવતરને જીરવી રહિયે !

દુર્જન તો એવડે દુઃખ બળી જાય : તેને-
શાંતિથી ઠારી રહિયે !

કુદરતની મ્હેરમાં જગતને રિઝાવિયે :
ભ્રમનાં ભૂતોને ટાળી દઇયે ! ૧૧૦

તારાને ફૂલ બાળ મોતીડાં સમાં સદા-
પ્રભુના પ્રસાદ ધરી રહિયે !

જીવનરસામૃત સઉને પીવરાવિયે :
લીલા લ્હેરે નચાવી રહિયે !

હૈયાંને હેત હસી સઉને બોલાવિયે- ૧૧૫
એમ જ આનન્દ રેલી રહિયે !

વિરામ સમ્પૂર્ણ મમત્વનો થતાં-
સમત્વનો જીવન મર્મ સૂઝતાં-
અમે તમે તે બની જાય આપણે :
અધીન સૌ માનવ સ્હોય સ્વાર્પણે ! ૧૨૦

સીતારામ બન્યાં જાતે દીન વિશ્રામ ધામ શાં :
હનૂમાન શબરી શાં પરિચર્યાભર્યાં તર્યાં !

ભર્યાંપુર્યાં તૃપ્ત અમી ઉછાળિયે:
અનાથ ઓછાં અધુરાં મ્હલાવિયે :
થઇ જતી ભૂલ ભૂલી ભુલાવિયે : ૧૨૫
પ્રસન્નતા આચરીને પ્રચારિયે !

સીતારામ સતી સંત પ્રજાપાલક દમ્પતી-
માનવ સંતતિ છાજો ગૃહસ્થાશ્રમ સંગતિ !

શ્રમે રચી આશ્રમ કુંજ સ્વાશ્રમે-
ધરાય વિશ્રાંતિ પ્રતપ્ત દુઃખીને- ૧૩૦
સદેહ તો જંગમ તીર્થ માનવી-
તરી તરાવે જીવિતાલયે નકી !

ન્યાસ જીવનને માની સંન્યાસી દમ્પતી કુલે-
આર્યાવર્તે પ્રજાકુંજો સીતારામ સમી ફ્ળે !
રચ્યું સીતારામે નદીતટ જનસ્થાન નમણું- ૧૩૫

નર્યું હૈયાં જેવું પ્રભુરમણુના ધામ સરખું-
વસ્યાં બન્ને ત્યાં ને ચરિત પ્રભુતા ભવ્ય પ્રકટી-

વને દીક્ષા લીધી યુગજીવનવાસે પુરી કરી !
નાસિકે દંડકારણ્યે ગંગા ગોદાવરી જળે-
ન્હાતાં ગાતાં કુંટુંબો કૈં ઉછાળે રસ છોળને ! ૧૪૦

ઠરવાનાં ઠામ :
વિસામાનાં ધામ :
જીવનવાસે વિરામ:
જય સીતારામ !

માબાપને જલ સિંચે કુલબાલકો જ્યાં- ૧૪૫
આનન્દની પ્રણયકુંજ મચી રહે ત્યાં :
સંસારનું દીધું સમર્પ્યું સવાઇ પ્રીતે :
એ રામજાનકી સમાં સુખ સ્હાય નિત્યે !

પ્રજા સંસ્કૃતિ અર્થે જો ! આર્ય સંસાર વિસ્તરે-
વિકસે સ્નેહલગ્ને તે લગ્ન સ્નેહે જ ફાલતો ! ૧૫૦

અયોધ્યે ઇક્ષ્વાકુ સુકુલ રઘુવંશોજ્વલ ખીલ્યું-
ફુલ્યું ફાલ્યું મ્હેંક્યું ભરતભૂમિ માંઆર્યોન્નતિ ભર્યું-
પ્રજાર્થે રાજ્યશ્રી પરિચરણ માંહે ધરી રહ્યું-
અને સીતારામે વ્રતતપભર્યું જીવન વહ્યું !

હિમાલયે ભારતના કિરીટે- ૧૫૫
ભર્યું વહે માનસ સર્વહિતે :
પ્રસન્ન ગંગાજળ આર્યતાનું-
મનુષ્યના સાગરને ઉછાળે ! ૧૫૮

# ઝ ર મ ર

## ઉમાશંકર જોષી

જોયાં ને આ જલનિધિતટે તારનાં વૃક્ષઝુંડ ?
સિંધુપ્રેર્યાં મધુરમરુતો પાસથી ગાન શીખ્યાં.
જે સિંધુથી મુખરિત બન્યાં ગીત તેનાં ડુબાડી
રાચે હાવાં નિજ નરતને મસ્ત થૈ મર્મરોમાં.

....

ઝૂકી વળાંક થકી દાતરડાની જેમ
ઊતારૂની ફસલ લેતી ગઇ જ ગાડી.
જોઉં પૂઠે સુજશું કો બચ્યું, તું જ ત્યાં તો!
ગાડી ચુકયાં પણ ગયાં મળી આપણે બે.

...

"થાતાં પસાર પડખે પુરચૌવનાની
વાસી રહંત પફપાવ્ડરના લપેડા.
ને જ્યાં જતી નિકટ થૈ કદિ ગ્રામકન્યા.
મ્હેકી રહે રૂચિર ગંધ વસુંધરાની."
"સામો મળ્યો પુરયુવાન-બિડાય આંખો!
વસ્ત્રોની ઇસ્ત્રી થકી ઢાંકત ક્ષીણ ગાત્ર.
ને જ્યાં જતો જ પડખે વનવીર મત્ત,
હૈયું તણાય રસ ઓજસના પ્રવાહે."

...

યુગોની સંચેલી મધુસુરભિનો તું મધપૂડો;
કદી ચાહે તો દે રસમધુરનું બિંદુ અધરે.
સુણી એવી ખીજી, ગણુગણી, મળ્યો દંશ મુજને.
શું જાણું કે મોઘાં પ્રણયમધુ દંશેજ ઉતરે!

# મ હા પ્ર સ્થા ન

[ એક ખંડકાવ્ય ]



મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

## મહાપ્રસ્થાન

### મનઃસુખલાલ મગનલાલ ઝવેરી

જંપ્યું છે શાન્તિની સ્હોડે જગ આજે સમસ્ત ત્યાં,
એકલા ધર્મરાજાને હૈયે મન્થન શાં વસ્યાં? ૨

પ્રાસાદના પોપટ, સારિકા ને
કપોત, મેના, સહુ ગાઢ નિન્દમાં
ઢળી ગયાં; ચન્દ્ર ય વાદળે વીંટયો,
ઊંઘે ઢળ્યા શો જ ઘડીક થંભ્યો. ૬

આવતાં થંભતી, થંભી આવતી લ્હેર વાયુની;
હસ્તિનાપુરને હૈયે શાન્તિ કો ગાઢ વ્યાપતી. ૮

વક્ષે ઢળી સાગરના વિશાળ,
કહેવા જ કૈં અન્તરની કથાને,
અધીર આ સંતત પંથ કાપતી,
કાલિન્દી પણ આજે તો ઉંઘે થંભેલ ભાસતી. ૧૨

વસુધા પર વૃક્ષોની ને વ્યોમે વાદળો તણી
ઘટા ઘેરી ય નિદ્રામાં ઢળીને આજ થંભતી. ૧૪

થંભી છે વિશ્વની આમ ચેતના સર્વ આજ ત્યાં
એકલા નૃપને હૈયે મન્થનો શાં ય ચાલતાં? ૧૬

હશે વ્યથા શી ય ઉરે ભરેલી,
શી યાતના અન્તરમાં મચેલી
કે લોચનો દાડમફૂલ જેવાં
એના, આછો અધૂરો સ્પરશ પણ નહીં નિન્દનો લેશ પામે? ૨૦

વ્યગ્રતાથી ભમે રાજા, હૈયાંને નિજ ઠારવા,
ખંડમાંથી ઝરૂખે ને ઝરૂખામાંથી ખંડમાં. ૨૨

પાસે સુતી પ્રિયતમા નિજ દ્રૌપદી આ,
વિશ્રબ્ધ આ અધઢળ્યાં નયનેથી જેનાં
જે એકદા અનલરેખ ઉડી ભભૂકી,
તેણે દહ્યું કુલ સમસ્ત જ કૌરવોનું. ૨૬

એ જ નેહભર્યાં નેણે ભરીને વહ્નિઝાળને,
વીંધ્યો'તો ભીમને તેણે સભામાં કુરુવંશની, ૨૮

દાસત્વથી દીન બનેલ કંઠે
ગાંજી રહ્યા પુષ્કરમેઘ ત્યારે,
અને સરી ભીષણ કો પ્રતિજ્ઞા,
ઝંઝામાં નીર કેરી શત શત વરસે રુદ્ર કો જેમ ધારા. ૩૪

મત્તકૌરવના ત્યારે નમેરા અટ્ટહાસમાં,
ડૂબી'તી ભીમની વીરવાણી ભીષણ યે ઘડી. ૩૪

અને રહ્યો ઘૂઘવી અબ્ધિ કાલનો,
ઝીલી ઉરે તેજ દિનેશનાં, અને
છાયા ય તે રાત્રિતણી ઉરે ધરી
અનન્ત તે ઘૂઘવતો અનન્તમાં. ૩૮

વલ્કલો અંગ ધારીને, વીરોએ વનવાસની
વાટ લીધી, ઝીલી છાયા કાળની કોઇ કારમી. ૪૦

ને કાળને અર્ણવ ધીર, પ્રૌઢી,
મહોર્મિઓ ઉછળતી અખંડ,
અને રહી એ લહરાઈ, તેમાં
સંવત્સરો ચૌદ થયાં વિલુપ્ત. ૪૪

ભારેલો ભીમને હૈયે વૈરાગ્નિ તોય ના શમ્યો,
સંયમે અદકો ને જે અદકો વાધતો રહ્યો. ૪૬

પ્રિયા તણાં નેણ થકી પ્રદીપ્ત
થયેલ જે અગ્નિ ન તે કદી શમ્યો,
નોધાર નેણો પ્રિયનાં નિહાળી,
દુઃખની ઝડીઓમાં યે સજીવન સદા રહ્યો. ૫૦

દાસત્વ ને રોષ થકી સદૈવ
રુંધાઈ વૈરાગ્નિ રહેલ જે હતો,
એ એકદા નાચી સહસ્રઝાળે,
વીંટી વળ્યો કૌરવકુંજને ત્યાં. ૫૪

ને લીધાં ભરખી એણે શાખાને, પર્ણપુંજને,
ને એણે પલમાં દીધી કરી વેરાન વાડીને. ૫૬

અને પછી નેણ પ્રિયા તણા લહી
કૃતાર્થભાવે સભરે ભર્યાં ભર્યાં,
આશ્લેષથી મંગળ ધન્યતા ધરી,
શમી ગયો એ સ્વયમેવ વહ્નિ. ૬૦

વહ્નિને પ્રેરનારાં એ, પોષતાં ને શમાવતાં,
યાજ્ઞસેની તણાં નેણો ઢળ્યાં આજે અધૂકડાં. ૬૨

વિશ્રબ્ધ એ નયનની મહીં સ્વપ્નકેરી
શી ચાલતી ય મધુરી રમણા હશે, કે
તેનો ઘડીક ફરકી અધરોષ્ઠ પૂરે
વાર્ધક્યમાંય મૃદુતા નવમુગ્ધતાની? ૬૬

ધીમેથી વાયુની લ્હેરે ફરકે શ્વેત કેશ એ,
ધીમેથી ધર્મરાજા ત્યાં સમીપે એની સંચરે. ૬૮

અને રહીને ક્ષણ એક ન્યાળી
વિમુગ્ધ એનાં સ્મિતની પ્રભાને,
ગંભીર એ ચિન્તનમાંહી ડૂબે,
ને નેણ એને કંઈ ચિત્ર ઊગે. ૭૨

ન્હાળે, નવોઢા નવલાં સ્મિતે થકી
કુટીર કુન્તાતણું. એ ઉજાળતી,
પાંચે ય પાર્થતણી પ્રેરણા સમી,
પ્રસન્નતાની મૃદુ મૂર્તિ દ્રૌપદી. ૭૬

આજે વર્ષો પછી પાછી એની એ સ્મિતની પ્રભા
કૃષ્ણાના અધરે દેખી લસન્તી, નૃપ ચિન્તવે: ૭૮

'વહી ગયાં વર્ષ અનેક ત્યારથી,
શમી યુવાનાં શમણાં બધાં ગયાં,
ઉલ્લાસ તેનો સહુ આથમ્યો છતાં,
શાને સ્ફુરે આ સ્મિતરેખ આજે? ૮૨

નિદ્રાતણે શું કર માનવીની
સંજીવની દુર્લભ કો રહી, કે
એ સ્પર્શતાં અન્તરની વ્યથાઓ,
વિષાદના ગાઢ થરો, નિરાશા- ૮૬
તણાં દળો: સૌ પલમાં શમી જતાં?
ને માનવીનાં સુખસોણલાં બધાં
સજીવ થૈ નેણ મહીં વિલાસતાં?
કે શું હશે આ? અબળાઉરે શું ૯૦
સૂઝાવવાને વ્રણ સૌ નિસર્ગે
સ્મિતો નિરુદ્દેશ જ આ વસાવ્યાં?
હેમન્તને પાશ ફસેલ માધવી-
સમી થઇ પલ્લવ પુષ્પ હીણી, ૯૪
વિષાદની જીવનકાલિમામાં
તો યે સ્મિતો શાં જ શુચિ પ્રભાભર્યાં?
ઉદ્રિક્ત એ ક્ષાત્રતણી પ્રભા હશે?
કૂડી હશે આતમવંચના વા? ૯૮

દીઠી જ વા ભાવિ અગમ્યને તટે
મ્હોરેલ એણે મનની મહેચ્છા?
હશે જ શું ? આ સ્મિત કેમ ઉગે
વિષાદથી કેવળ વ્યાપ્ત જીવને ?' ૧૦૨

કૃષ્ણની અંગવલ્લીએ ઉગેલા સ્મિતપુષ્પને
ન્હાળતાં નૃપ ઊભે છે, મનમાં આમ ચિન્તવી. ૧૦૪

નિદ્રા તણું અંજન આંખ આંજી,
જંપ્યું ઘડી ચેતન વિશ્વ કેરું,
ધીરે જ ધીરે લહરી પધારે
વાયુ તણી આળસ ડોલતી શી. ૧૦૫

થંભે છે દીપની ઝીણી શિખાયે આજ ઘેનમાં,
થંભે છે જાગતા તોયે નૃપ ચિન્તન વ્હેણમાં. ૧૧૦

ત્યાં વાયુની લહરિ ધીર પદે પધારી,
ને દીપની કનકરેખ જરી નચાવી.
ચાલી ગઈ; ધવલકો લટ ત્યાં કપોલે
કૃષ્ણા તણા ફરકીને ઘડી ગોઠવાયે. ૧૧૪

આછેરા સ્મિતથી સ્હોતા આવરે અધરોષ્ઠને,
નિહાળી લટ તે રાજા શૂન્યચિત્તે જરી રહે. ૧૧૬

'શેણે ય આજ મુજ અન્તર ભૂતકાળ
પાછો સજીવ થઇ વૃત્તિ બધી વલોવે?
કૃષ્ણા તણી અલકની લટ આવરે કાં
આજેય પાછી રમણીય સ્મિત પ્રભાને? ૧૨૦

દેવી તણાં શોભન આથમ્યાં સ્મિતો,
મ્હેલાંય આ કેશતણી લટોથી,
દુઃશાસને જે બળભેર મર્દી,
ભરી સભામાં કુરુવંશ કેરી.

ને આથમ્યાં, તે ન ફરી કદી ઉગ્યાં,
પ્રદીપ્ત વૈરાગ્નિ કદી ય ના શમ્યા;
ને કેશની આ લટ એકમાંથી
મંડાયું સંહારનું સત્ર ઘોર એ. ૧૨૮

અને બજી વંશ તણા વિનાશની
ભેરી ભયે ભૈરવ તે દિ' કારમી;
અઢાર દી' માનવ માનવી મટી,
ડૂબી ગયો પાશવભાવની મહીં; ૧૩૨

મીંચી દઈ નેણ, દઇ ફગાવી
વાત્સલ્ય કે માર્દવ સ્નેહકેરા,
ઝીંકી રહી શસ્ત્રતણી ઝડીને,
હણી રહ્યો માનવ માનવીને ! ૧૩૬

ને તરે આંખમાં એની રમણા ઘોર કાલની,
જ્યારે માનવવંશોની બજી મરણખંજરી. ૧૩૮

ન કાલને નેણ કદી ચઢેલો,
ન માનવીને શ્રવણે પડેલો,
એવો મહા માનવમેધ પાછો,
સજીવ થાતો નૃપનેણ પાસે. ૧૪૨

ઘેરા, ગાઢા રવેથી મનુજનિધિ અહીં ઊછળી ઊછળીને,
રેલી રેલી મથે શું ભુવન ત્રણ જળે આજ ઝંબોળવાને;
એના ઉત્પાતભારે કડડડ કરતી ક્રન્દતી શું ધરિત્રી ?
એની ભેંકાર ત્રાડે, ગઢ ગગનતણા જાય શું આ ગડૂડી ? ૧૪૬

સૂતેલા સર્વ જાગ્યા, ધરતીઉદરના ભીમ ભૂકમ્પ આજે;
ને વીંઝી વીંઝી કાળા પ્રલયવરસતા કોરડા કારમાને,
સાંધે સાંધા કરીને શિથિલ ધરતીના, મત્ત અટ્ટાટ્ટહાસે
નાચે શું તાંડવે આ, ડમકડમરુને તાલ એ રુદ્ર કેરા ? ૧૫૦

કે જાતે રુદ્ર ઝંઝાનિલ તુરગ પરે મેઘ બારે પલાણી,
દોડે ચોમેર જાણે ત્રિભુવનદળના ધ્વંસવિધ્વંસ કાજે,
ફંગોળી આભકેરા ગ્રહઉપગ્રહની ગેંદની ગેંદ ઘૂમે,
જ્યાં એની ગર્જનામાં ભુવનભુવનના ભાનુનાં તેજ ડૂલે. ૧૫૪

કે ધારી મુણ્ડ કેરી ગભરુ શિશુતણા, માળ કંકાળ કંઠે,
નેણે, વેણે બધે યે ગરલ વરસતી, વહ્નિઝાળે ઘડેલી,
લોહી તાજે ગળન્તી, ખપર લઇ લઇ ઘૂમતી ને ભમન્તી;
ચંડી શું અટ્ટહાસે દિશદિશ ભરતી, કૂદતી ઘોર માંડે! ૧૫૮

કંપે છે રાયની કાયા, નિહાળી ઘોર ચિત્રને;
ને પદે મન્દ શય્યાની સમીપે નિજ જાય છે. ૧૬૦

બેસી તહીં નયનને કરથી દબાવી
રાજા મથે વિસરવા સહુ વ્યગ્રતાને;
ને ભૂતકાળમહીં લુપ્ત થયેલ કોઇ
શોધી સુખસ્વપનને રટવા મથે છે. ૧૬૪

જેમ જેમ મથે છે એ વ્યગ્રતાને વિસારવા,
તેમ તેમ વધે એ તો ઉરે અધિક રાયના. ૧૬૬

દોષ પ્રચંડ નભમંડળ વીંધનારા,
શંખધ્વનિ પ્રબળ, સિંહનિનાદઘેરા,
તીણી જ ચીસ ઉરમર્મ વિદારતી: સૌ
ભેદી યુધિષ્ઠિર તણા શ્રવણો રહે છે. ૧૭૦

ને ન્યહાળતાં નયન, શોણિતરેલ જેમાં
અંગાંગખંડ શત કોટિ તરી રહે છે;
ખંડો પરે હય અને ગજનાં શબોના
ઝીલે છ ચંડી નવશોણિતના ફુવારા. ૧૭૪

ન્યહાળે ધડોધડ પડન્ત પહાડ જેવા
વીરો પ્રચંડ પલમાં, અસિના પ્રઘાતે:

ને આથમ્યાં, તે ન ફરી કદી ઉગ્યાં,
પ્રદીપ્ત વૈરાગ્નિ કદી ય ના શમ્યા:
ને કેશની આ લટ એકમાંથી
મંડાયું સંહારનું સત્ર ઘોર એ. ૧૨૮

અને બજી વંશ તણા વિનાશની
ભેરી ભયે ભૈરવ તે દિ' કારમી;
અઢાર દી' માનવ માનવી મટી,
ડૂબી ગયો પાશવભાવની મહીં; ૧૩૨

મીંચી દઈ નેણ, દઈ ફગાવી
વાત્સલ્ય કે માર્દવ સ્નેહકેરા,
ઝીંકી રહી શસ્ત્રતણી ઝડીને,
હણી રહ્યો માનવ માનવીને ! ૧૩૬

ને તરે આંખમાં એની રમણા ઘોર કાલની,
જ્યારે માનવવંશોની બજી મરણખંજરી. ૧૩૮

ન કાલને નેણ કદી ચઢેલો,
ન માનવીને શ્રવણે પડેલો,
એવો મહા માનવમેઘ પાછો,
સજીવ થાતો નૃપનેણ પાસે. ૧૪૨

ઘેરા, ગાઢા રવેથી મનુજનિધિ અહીં ઊછળી ઊછળીને,
રેલી રેલી મથે શું ભુવન ત્રણ જળે આજ ઝંબોળવાને;
એના ઉત્પાતભારે કડડડ કરતી ક્રન્દતી શું ધરિત્રી ?
એની ભેંકારત્રાડે, ગઢ ગગનતણા જાય શું આ ગડૂડી ? ૧૪૬

સૂતેલા સર્વ જાગ્યા, ધરતીઉદરના ભીમ ભૂકમ્પ આજે;
ને વીંઝી વીંઝી કાળા પ્રલયવરસતા કોરડા કારમાને,
સાંધે સાંધા કરીને શિથિલ ધરતીના, મત્ત અટ્ટાટ્ટહાસે
નાચે શું તાંડવે આ, ડમકડમરુને તાલ એ રુદ્ર કેરા ? ૧૫૦

કે જાતે રુદ્ર ઝંઝાનિલ તુરગ પરે મેઘ ખારે પલાણી,
દોડે ચોમેર જાણે ત્રિભુવનદળના ધ્વંસવિધ્વંસ કાજે,
ફંગોળી આભફેરા ગ્રહઉપગ્રહની ગેંદની ગેંદ ઘૂમે,
જ્યાં એની ગર્જનામાં ભુવનભુવનના ભાનુનાં તેજ ડૂલે. ૧૫૪

કે ધારી મુણ્ડ કેરી ગભરુ શિશુતણા, માળ કંકાળ કંઠે,
નેણે, વેણે બધે યે ગરલ વરસતી, વહ્નિઝાળે ઘડેલી,
લોહી તાજે ગળન્તી, ખપ્પર લઇ લઇ ઘૂમતી ને ભમન્તી;
ચંડી શું અટ્ટહાસે દિશદિશ ભરતી, કૂદતી ઘોર માંડે ! ૧૫૮

કંપે છે રાયની કાયા, નિહાળી ઘોર ચિત્રને;
ને પદે મન્દ શય્યાની સમીપે નિજ જાય છે. ૧૬૦

બેસી તહીં નયનને કરથી દબાવી
રાજા મથે વિસરવા સહુ વ્યગ્રતાને;
ને ભૂતકાળમહીં લુપ્ત થયેલ કોઇ
શોધી સુખસ્વપનને રટવા મથે છે. ૧૬૪

જેમ જેમ મથે છે એ વ્યગ્રતાને વિસારવા,
તેમ તેમ વધે એ તો ઉરે અધિક રાયના. ૧૬૬

ઘોષ પ્રચંડ નભમંડળ વીંધનારા,
શંખધ્વનિ પ્રબળ, સિંહનિનાદઘેરા,
તીણી જ ચીસ ઉરમર્મ વિદારતી: સૌ
ભેદી યુધિષ્ઠિર તણા શ્રવણો રહે છે. ૧૭૦

ને ન્યહાળતાં નયન, શોણિતરેલ જેમાં
અંગાંગખંડ શત કોટિ તરી રહે છે;
ખંડો પરે હય અને ગજનાં શબોના
ઝીલે છ ચંડી નવશોણિતના ફુવારા. ૧૭૪

ન્યહાળે ધડોધડ પડન્ત પહાડ જેવા
વીરો પ્રચંડ પલમાં, અસિના પ્રઘાતે;

ને કૂંપળો સમ કિશોર જતા કપાઇ,
જેનાં મુખે મૃદુલતા હજી ના ન્હીલાઇ. ૧૭૮

ને વૃદ્ધ કંઠ થકી વીર નિનાદ રેલી,
ઘૂમી રહે ગિરિતણા હિમશૃંગ જેવા,
વાર્ધક્યમાં ય નવયૌવન દીપ્તિ વાળા,
તે યે ઢળે ધરણીએ રણથંભ આજે. ૧૮૨

ડોલે ધરા; ડગમગે ગિરિ, સાગરો યે
ઉન્મત્ત થૈ ઉલટતા નિજ લોપી માઝા,
આકાશની અતલતા ઉથલી પડે છે,
દે ચંડિકા રણતણી નિજ ત્રાડ જ્યારે. ૧૮૬

ઉગીને ડગલે ધીમે ફરે છે ખંડમાં નૃપ,
ને થંભે યાજ્ઞસેનીની શય્યાકેરી સમીપ એ. ૧૮૮

શમી જતાં એ સ્મિતરેખ, એના
વ્યાપેલ ઘેરી વદને નિરાશા,
ને મ્લાનતા ગાઢ વિષાદ કેરી
નિહાળતાં રાય સચિન્ત ઉભેઃ ૧૯૨

"સ્વપ્નાનાં સ્મિત યે ઝાઝું અધરે કાં ટકે નહિ ?
દુર્ભાગીને નિરાશા શેં નિંદમાં ય તજે નહિ ? ૧૯૪

દુર્ભાગી કેમ ? કલ્યાણી ! તમે મૂર્તિ સુભાગ્યની;
તમે તો રાંકને ગેહે લક્ષ્મીસમ પધારિયાં. ૧૯૬

પરંતુ મન્દભાગી આ અમે ના મૂલ મૂલવ્યાં;
ને રઝોટી તમારી સૌ આત્મની ઋદ્ધિ ધૂળમાં. ૧૯૮

અને તમ ઢળી ગંગા પનોતી, અમ સાગરે,
દઝાડયું હૈયું તું યે અમારા વાડવાનલે, ૨૦૦

તમારા ઉરની આશાનિરાશા, હર્ષશોકની
ભાવના જડ શાં હૈયે અમારા કદિ ના વસી. ૨૦૨

તમે યે ભોગવ્યાં આર્યે ! દુષ્ફળો અમ દોષનાં,
બળે છે તેલની સાથે સાથે દીવેટ દીપની. ૨૦૪

તમને, તમ હૈયાને, તમ માતૃત્વલ્હાણુને
હોમી દીધાં અમે દેવી ! અમ એકજ ધૂનમાં. ૨૦૬

તે દિને ચીર ખેંચાતાં, અમે પથ્થરપૂતળાં
સમા બેઠા, છતાં આર્યે ! અહો ! તમ ઉદારતા ! ૨૦૮

તમે પુષ્પો તમારાંને અમ સંગે વળાવિયાં
યુદ્ધમાં-યુદ્ધ શાનું એ ? ખેલ એ તો પ્રપંચના !" ૨૧૦

અને તરે નેણ સમીપ એની
ગાંગેયની ગૌરવગર્જનાઓ,
વ્હીલાઇ તેની મહીં દીપ્તિ જાતી
દેખાય છે પાંડવસૈન્ય કેરી. ૨૧૪

ન્હોય આ ભીષ્મ; આ તો છે સ્વયં દેવ જ-કાળનો,
બ્રહ્માની સૃષ્ટિ આખીના સંહારાર્થે ભમી રહ્યો. ૨૧૬

નિષ્પાંડવી ધરણીને કરવા પ્રતિજ્ઞા
એની સુણી, ભલભલા નિજ માન મૂકે;
ને સ્તબ્ધ નેણ જગનાં નિરખી રહે છે,
એ વૃદ્ધવીરતણું વિક્રમ કાર્ય આજે. ૨૨૦

ખસીને માર્ગથી એના આઘા અતિરથી પળે,
ભવ્ય ભાસ્કરની પાસે તારલા શે ટકી શકે ? ૨૨૨

ઉત્સાહ અંગ ભરયૌવનનો ભરીને,
વર્ષી રહે શરતણી વસમી ઝડી એ,

જેના શરે અરિશિરો શતધા પડે છે,
જેની ઝડી ભુવનને ભરખી રહે છે. ૨૨૬

ત્રાહિ, ત્રાહિ પુકારે છે ત્રસ્ત આ સૈન્ય પાર્થનું,
જેના ગાત્ર ગળી ચાલ્યાં સિંહનાદો સુણી સુણી. ૨૨૮

ત્યાં સામટી શરઝડી વરસી રહે છે,
એ વીરના રથપરે ક્યહીંથી અચિન્તી,
કાલાગ્નિને વરસતાં નયને નિહાળે
ગાંગેય એ; પણ તહીં નિરખે શિખંડી. ૨૩૨

સંકોરી શસ્ત્રની લીલા બેસે છે ભીષ્મ નિષ્ક્રિય;
શિખંડી પર શસ્ત્રો શેં ઉપાડે નરપુંગવ? ૨૩૪

શિખંડીની રહી ઓથે સવ્યસાચી સરો તણી
રહે છે વરસી ધારા, મહાઉત્પાત મેઘ શી. ૨૩૬

અને 'ભીષ્મ પડયા!' 'ભીષ્મ પડયા!' એ હર્ષનાદથી
ગાજે છે પાર્થની સેના, પુનર્જીવન પામતી. ૨૩૮

'હયો, આ ભીષ્મ પડયા!' બોલે મનમાં જ મહીપતિ;
ભાસે છે વદને રેખા સ્પષ્ટ ત્યાં ઉપહાસ.ની ૨૪૦

છાયા હજી નૃપતણા નયને રમે છે
આ ચિત્રની; તહીં વળી શ્રવણે પડે છે,
એ ને ચમૂ નિજ તણો કકળાટ કાળો,
ને હર્ષનાદ કુરુસૈન્ય તણો ગભીરો. ૨૪૪

રૂંધે છે ફૂલડાં જેવા એકલા અભિમન્યુને
એક સાથે મથી મોટા છ છ કુરુમહારથી. ૨૪૬
કંપારી ખાઇને રાજા મીંચે છે નિજ નેણને;
તો.ય ત્યાં તરતી છિન્ન એની અંગાંગપાંખડી. ૨૪૮

ફરીથી નિજ શય્યાની સમીપે નૃપ જાય છે,
ને ઢળી તહીં દૃશ્યો એ બધાં વીસરવા મથે. ૨૫૦

પરંતુ આજે સ્મરણો બધાં યે,
દાબેલ તે ઊછળી ઊછળીને,
સજીવ થૈને શતકોટિ રૂપે,
નરેન્દ્રના નેણ સમીપ નાચે. ૨૫૪

કમ્પે છે વાયુની લ્હેરે ખંડના દીપની શિખા,
કમ્પે છે ધર્મની એમ હૈયાની ધૈર્યભાવના. ૨૫૬

ને દ્રોણની ડણક દર્પભરેલ કેરા
ધીંગા પ્રતિધ્વનિ નૃપાલ સુણી રહે છે,
ને તીરની સતત સૂસવતી ઝડીમાં,
ડૂબી જતું સકલ પાર્થનું શૌર્ય દેખે. ૨૬૦

દ્રોણના અંગમાં, રોમે રોમે કાલાગ્નિની પ્રભા
નિર્ઝરે, દહવા જાણે સામટાં જ ત્રિલોકને. ૨૬૨

હુંકારોથી આભના ગાભ ભેદી,
સબળ શરઝડીથી શત્રુનાં શીર્ષ છેદી,
ઘુમે જાણે જગભરખવા બ્રહ્મની ઉગ્રતા એ,
એવા આચાર્ય આજે, ચપળ નિજ કરે, કેર કાળો મચાવે. ૨૬૬

શૂરપાંડવ સેનાનાં શસ્ત્રો આજે સરી જતાં,
સિંહનાદો સુણીને એ મૂર્તિ પ્રાલેય શક્તિના. ૨૬૮

અને હયગજો કેરા શબોના ઢગલા તળે,
લપાયે સૈનિકો એની બચવા રુદ્ર આંખથી. ૨૭૦

ધનુર્ધરોના ગુરુ આદ્ય આજે
બતાવતા આતમની કલાને;

ઘડીકમાં પાંડવસૈન્ય વીંટે
ઝંઝાનિલોનાં દળ ઊમટીને. ૨૭૪

ઘડીમાં મેઘ બારેની ઝીંકાયે ઝાપટે ઝડી,
તો વળી જ્વાળ દુર્ધર્ષ ભભૂકે વહ્નિની ઘડી. ૨૭૬

ઘડી વળી ચેતન સૈનિકોનું
હરાઈ જાતાં પલમાં અચિન્ત્યું,
થંભી જતા સૌ જડ પૂતળાં શા;
નિશ્ચેષ્ટ શી વ્યાપતી સ્તબ્ધતા આ! ૨૮૦

ઘડીમાં જાય શોષાઈ હવાદળ સમસ્ત, ને
રુંધાતાં શ્વાસ, જીવો સૌ વલખે અકળાઈને. ૨૮૨

દ્રોણની શસ્ત્રલીલાના ચમત્કારેથી ત્રાસતી
સેનાને નિરખી પાર્થો વ્યગ્ર ચિત્તે વિમાસતા. ૨૮૪

'સંહાર આ ઘોર શમે જ શી વિધે?
આ દેહનો દુર્ગ ઢળી પડે કયમે?
સરી પડે શી વિધ શસ્ત્ર હાથથી
આચાર્યના? શી બચવાતણી ગતિ?' ૨૮૮

ઢાળીને ધરણી માથે ગદાઘાતે ગજેંદ્રને,
ગાજી ભીમ રહે છે ત્યાં 'અશ્વત્થામા પડયો રણે!' ૨૯૦

–હાલે છે મર્મ હૈયાના યુધિષ્ઠિર તણા છતાં
બ્હાવરાં નેણ એનાં આ ચિત્રમાળા અવિલોકતાં– ૨૯૨

'પડયો અશ્વત્થામા'–વચન શ્રવણે ના પડયું, પડયું,
પિતાનું હૈયું, ત્યાં, મૃદુલ ફૂલ જેવું બની ગયું;
વિશાળાં વાત્સલ્યે, સકળ નિજ ઉદ્રેક દ્રવિયો,
અને શીઘ્રે એ તો નયનજળ રૂપે સરી પડયો. ૨૯૬

તૂટી જતાં જીવનતાંતણો એ
બની ગયા દેહ જ માત્ર દ્રોણ:
સરી પડયાં આયુધ હાથમાંથી,
પૂરું થયું જીવનનું પ્રયોજન. ૩૦૦

ધૃષ્ટતાથી ધસીને ત્યાં ધૃષ્ટદ્યુમ્ન રથે ચડે,
ને ખેંચી કેશ, રૂહેંસે છે વૃદ્ધ બ્રહ્મર્ષિશીર્ષને. ૩૦૨

ફરીથી હર્ષની હેલી પાર્થસેનામહીં ચડે,
ન્હાળી એ આજ રાજાનાં ભીંજવે સ્વેદ અંગને. ૩૦૪

કમ્પે છે કાળજું એનું વાયરે વનફૂલ શું,
સીઝે છે ગાત્ર એનાં ને અમી શોષાય કંઠનું. ૩૦૬

અંધારાં આવતાં આંખે, જીવ ઊંડો જ જાય છે,
નાડીમાં લોહી વેગેથી અદમ્ય ધબકી રહે. ૩૦૮

ને ચિન્તવે: 'શી ય દુરાશ ત્યારે
અંગાંગ વ્યાપી ગઈ માહરે, કે
અધર્મનાં યુદ્ધ છળે ભરેલાં
મેં ધર્મના ક્ષેત્રમહીં મચાવ્યાં? ૩૧૨

શાને રે છેહ દીધો મેં નઠારે પૂજ્યપાદને?
શાને વિશ્વાસને લોપ્યો ઘોર મેં છળમાં અરે?" ૩૧૪

શમાવવા વ્યાકુલતા ફરે છે
ધીમે પદે એ તહીં ખંડ માંહે;
પરંતુ તેને નયને તરે છે
પ્રપંચની ઘોર પરંપરાઓ. ૩૧૮

ગળે છે રથનું ચક્ર પૃથ્વીની દાઢ કારમી,
તે સામે વ્યગ્રતાથી આ અંગરાજ મથી રહે. ૩૨૦

મર્યાદ ત્યારે રણની વિલોપી,
ને વીસરી ક્ષત્રિયધર્મ કેરી
વિશુદ્ધિને, ત્યાં શર સવ્યસાચી
છોડી રહે અદ્‌ભુત શી કલાથી ! ૩૨૪

અંગરાજતણાં અંગો શરોથી છિન્ન થાય છે;
ત્યાં જ ચિત્ર તરી રૂડે છે બીજું કો નેણ રાયને. ૩૨૬

નિશીથની નીરવ સ્તબ્ધતામાં,
જંપેલ પાંચાલ તણો કુમાર;
લપાઈ એના શિબિરે પ્રવેશી,
રૂહેંસે છે દ્રૌણિ એને, જનકવધતણાં વૈરને વાળવાને ૩૩૦

છુંદીને કૂંપળો જેવી યાજ્ઞસેનીની સંતતિ,
ન્હાસતા દ્રૌણિને આજે ન્હાળે છે રાય રોષથી. ૩૩૨
અને ત્યાં વીરહાકોથી કૂદતા ને ઝઝૂમતા,
તરે છે નેણની પાસે દુર્યોધન, વૃકોદર. ૩૩૪

તોતિંગ બે ય નિજ વજ્રગદા ઘુમાવી,
ઝીંકી પરસ્પર રહે ઘનગર્જનાથી,
બન્ને પડે, લડથડે, પણ ભીટમાં તો
ઉદ્યુકત થૈ અવનવા નિજ દાવ સાધે. ૩૩૮

પ્રહારો ઝીલતા, ઝીલી ગાજતા, ગાજી ઝીંકતા
પ્રહારો સામસામા એ મહામલ્લો રમી રહ્યા. ૩૪૦

ત્યાં ભીમને નયન વીજળીતેજ જેવું
ઊગી કંઈક, પલમાં જતું આથમી, ને
એક પ્રહાર પડછંદ ગદાતણો, ને
આ ભોંયપે તરફડે નૃપ કૌરવોનો. ૩૪૪

છળે છુંદાયલી જંઘા દુર્યોધન તણી તહીં
તરતાં નૃપના નેત્રે, રોમાવલી ખડી થતી. ૩૪૬

"આ યુદ્ધ ! આ વિજય!" અસ્ફુટ એમ બોલી,
ઉઠી નરેન્દ્ર નિજ ખંડમહીં ફરે છે;
ન્હાળે નમેલ નયનો ઘડી દ્રૌપદીનાં,
ન્હાળે ઘડીક ધવલા વળી કેશ એના. ૩૫૦

"છળે મથ્યા સંહરવા છળોને,
છતાં મર્યું ના છળ આખરે યે !"
એવું વદીને નિજ સેજ માય
અર્ધું ઢળી રાય સચિન્ત બેસે. ૩૫૪

"યશ મળ્યો, હયમેધ થકી થઇ
સફળ અંતરની વિજિગીષણા,
પદ ઢળી વર વૈભવથી ભરી
વસુમતી; પણ દાહ શમ્યા નહિ !" ૩૫૮

ધીમેધીમે, પદ લથડતે, રાય ખંડે ફરે છે,
ને ઓચિંતા પલમહીં વળી શૂન્યતામાં સરે છે,
થંભી જાયે ઘડીક; પલમાં કમ્પતી કાય એની,
ધીમે ધીમે ડગભરી, ઘડી ગોખનીમાંહિ ઊભે. ૩૬૨

ને તહીં મીટ માંડીને યુધિષ્ઠિર વિલોકતા,
ગોરંભેલી ઘટા ઘેરી ઘનની નભ શૂન્યમાં. ૩૬૪

નશીથમાં મેળવીને નિરાશા,
દીધું રસી હોય સમસ્ત વ્યોમને,
એવી ધરી કારમી કાલિમા આ
ઝંઝૂમતી શી ઘનઘોરની ઘટા ! ૩૬૮

આજે ના ચડતી નેણે આછી રેખા ય ચન્દ્રની,
દેખાયે નહિ ઝીણી શી પ્રભા તારા ય એકની. ૩૭૦

થંભેલ છે શ્વાસ જ સૃષ્ટિ કેરો,
નિસર્ગનું ચેતન આજ થંભ્યું,

ને ગાન ચે પલ્લવપુંજરીનું
થંભી ગયું આજ સમસ્ત દીસે. ૩૭૪

જામેલી મેઘમાલાને વૃદ્ધનેણે વિલોકતા,
ઊભે છે રાય હૈયામાં વ્યથા કો તીવ્ર ધારતા. ૩૭૬

ગોખે ઝૂકી મન્થનમગ્ન ઊભા
નૃપાલનો દેહ જરી ન હાલે;
આકાશના મેઘતણી ગભીરતા,
નરેન્દ્રનાં નેણ વિશે સમાયે. ૩૮૦

ચીતર્યાં ચિત્ર કો જેવી સૃષ્ટિ આખી ય ભાસતી,
આકૃતિ નૃપની તેમાં દેખાતી ચિત્રના સમી. ૩૮૨

ધીમે રહી તે હલતી દીસે છે,
શું ચિન્તને કૂંપળ કોઇ ફૂટે!
નૃપાલના હોઠ જરીક હાલે,
ને "કાલ શો!" બોલી ફરી બીડાયે. ૩૮૬

ધીમેથી વાયુની આવી, ફરકી લ્હેર એક ત્યાં,
હલાવી વૃક્ષનાં પર્ણો થંભી એ પલમાં જતી. ૩૮૮

થંભી જતું આભ અગાધ, થંભી
જતી વળી મેઘતણી ઘટાઓ;
થંભી જતો વાયુ ય આજ તો ઘડી
નરેશની થંભતી વૃદ્ધ આકૃતિ. ૩૯૨

થંભેલાં વિશ્વમાં, એક થંભ્યાં ના વ્હેણ કાલનાં;
વ્યોમે પ્રત્યૂષનાં ધીમાં સુણાઈ પગલાં રહ્યાં. ૩૯૪

મેઘનું ધીર હૈયું ચે ધીમેથી ધબકી રહ્યું,
ને તેમાંથી સરી ધીમી મન્દ્ર એકાદ ગર્જના. ૩૯૬

અને ત્યાં સળકો તીખાં તેજેથી ભરી વિજળી,
મેઘની કાલિમાને યે તેજથી રસતી ગઇ. ૩૯૮

મેઘનાં નેણુથી ધારા ધીરી ધીરી ઢળી રહી,
વાયુની લ્હેર ધીમેથી નાચતી નાચતી વહી. ૪૦૦

ને રાયકેરા ઉરના વિષાદમાં
અચિન્તવી કો સ્મિતવીજળીની
રેખા સ્ફુરે; વ્યોમવિહારિણીની
લસત્પ્રભામાં ચમકી ય એ રહે. ૪૦૪

પ્રૌઢ, ધીર પદે રાજા ખંડમાં નિજ જાય છે,
અને કૃષ્ણા તણી શય્યા સમીપે એ ઘડી ઊભે. ૪૦૬

પ્રદીપની ત્યાં વિમળી પ્રભામાં,
કૃષ્ણા તણા ઓષ્ઠ પરે લસન્તી
વિમુગ્ધ આછી સ્મિતની પ્રભાને
નરેન્દ્ર ન્હાળે કંઈ ભાવભેર. ૪૧૦

સ્વસ્થ સૂતેલ કૃષ્ણાના અધરે સ્મિતરેખનાં
દર્શને લીન થાયે છે હવાં નેણો નૃપાલનાં. ૪૧૨

બ્હાર મેઘતણું હૈયું અવિશ્રાન્ત દ્રવી રહ્યું;
દ્રવી સાવ જતાં, અન્તે મૃદુ મન્દાર શું થયું. ૪૧૪

મુક્તિ પામેલ ઈન્દુનાં કિરણોને ઉરે ધરી
ફૂલશી મેઘમાળા ત્યાં વ્યોમકણ્ઠે વિરાજતી. ૪૧૬

ધીમે પ્રત્યૂષની ઝીણી ઝાંઝરી ઝણકી રહે
ધીમેથી વિશ્વને કંઠે ગાનની ગંગ નિર્ઝરે. ૪૧૮

ત્યાં મેઘનું ગર્જન મન્દ્ર થાતાં,
નિહાળતા બ્હાર નૃપાલ, તો ત્યાં

શશીયરે શ્વેત બનેલ મેઘમાં
એનાં નિહાળે નયનો હિમાદ્રિ, ૪૨૨
ઇન્દ્રપ્રસ્થ તણા આજે આબાલવૃદ્ધ પૌરનાં
વદને રમતી રેખા શાને આ ગૂઢ શોકની ? ૪૨૪

વિશાળ આ વ્યોમતણાં વિતાને,
શાને ઝઝૂમે ઘનની ઘટાઓ ?
ને ભર્ગ આ ભાસ્કરનાં નિરાશા
નિસ્તેજ આજે વરસી રહે કાં ? ૪૨૮

ને ઉદ્યાને, નવ કિસલયે લ્હેરતો આમ્ર પેલો
ના કાં આજે અનુનય શતે મલ્લિકાને રિઝાવે ?
મન્દારો આ સજળ નયને કેમ નીચું નિહાળે ?
સૂકયે આજે સ્મિત પરણમાં માલતી કાં લપાયે ? ૪૩૨

પ્રાશી પ્રાશી રજ કમળની સ્વાદુ, પ્રત્યંગ ડોલી
ડોલી આજે અલિગણ ન કાં રમ્ય વીણા બજાવે ?
કે ગ્હેકે ના મદભર શિખી કેમ આજે ત્રિભંગે ?
ને સારે કાં નયનજળ શાં પર્ણ પેલાં પલાશો ? ૪૩૬

પારેવાંના, શુકગણતણા, કોકિલોના, કપોતો–
કેરા કણ્ઠે ક્યમ ખળકતું ગીત ડૂમો ભરાતાં ?
કે આજે કાં કુસુમરસથી મત્ત એ માતરિશ્વા
ધીરે ધીરે ઉપવન વિશે વેણુ ના વાય એની ? ૪૪૦

વનશ્રી નિજ વીણાને આજે શાને વિછોડતી ?
કાલિન્દી શોકની ઘેરી કાલિમા કેમ ધારતી ? ૪૪૨

ને આ રાજ પંથે પ્રૌઢી વેરાઇ પાદપંકિતઓ,
કોની પુરજનો આજે ભરી આંખે વિલોકતા ? ૪૪૪

કોની પનોતી પદપંક્તિઓની
સોહાગરેણું પુરલોક આજે,
નેત્રે, શિરે ને હ્રદયે ધરીને
શોકાર્દ્ર ને શરણહીન સમાન ભાસે? ૪૪૮

રહો, પુરજનો! રખે પુનિત પંક્તિ એ લોપતા!
નથી ચરણપંક્તિ એ; અમર રેખ એ આર્યના
સુભવ્ય ઈતિહાસની; તપતણાં અને પુણ્યનાં
પ્રતીકસમ ભદ્ર એ, વિજય શુદ્ધ કેરી કથા! ૪૫૨

સાદી નથી ચરણની જડ પંક્તિઓ એ,
એ આર્યની અમર આત્મકલા અનોખી;
એ છે વિશુદ્ધ ઉરની કવિતા ઉદાત્ત,
એમાં લખી પરમ ત્યાગની પુણ્યગાથા. ૪૫૬

વિષમાં વિષયો કેરા વ્હીલાતા માનવી તણા
પાદની પંક્તિમાં આવી દૃઢતા કેમ સંભવે? ૪૫૮

ક્યાં કમ્પતી, કરુણ માનવપંક્તિઓ? ને
ક્યાં ભવ્ય ને અભય આ દૃઢબન્ધ આનો?
વૈકલવ્ય ને શિથિલતા મનુપાદની ક્યાં?
ક્યાં ધીર, પ્રૌઢ પદની રમણીયતા આ? ૪૬૨

મૃત્યુના ભયથી વ્હીલાં, ગળતાં મનુગાત્ર ક્યાં?
અને ક્યાં પદ આ ભવ્ય, મૃત્યુનાં ગાત્ર ગાળતાં? ૪૬૨

હિમાદ્રિ પથ એ પળે, પરમતત્ત્વ કો પામવા
સનાતન, ન જે મળ્યું જયમહીં અને જીવને;
વિશાળ વસુધાતણા સભર એક સામ્રાજ્યના
સમૃદ્ધ સુખભોગ કે વિભવના સમુલ્લાસમાં. ૪૬૮

અહોરાત્ર રહે ઝૂરી માનવી જેહ પામવા,
તે બધાને પરિત્યાગી ઉત્તરે પદ આ પળે. ૪૭૦

જ્યાં મ્હોરતી માનવની મુમૂર્ષા,
સંતાપ બાહ્યાન્તર જ્યાં શમી જતા,
વસે સદા જ્યાં શિવશક્તિ, એવા
કલ્યાણને પન્થ પળે પદો આ. ૪૭૪

પુરમાં પુણ્યનાં પુષ્પો વાવતી, પમરાવતી,
દૂરે, દૂરે, સુદૂરે એ પંક્તિ આનન્ત્યમાં જતી. ૪૭૬

# લોકલીલા

[ કૃષ્ણ—સુદામાનો એક પ્રયાસ ]

## સુન્દરમ્

**નોંધ.**

[જૂના કવિઓના ઢાળમાં વસ્તુ ગૂંથવાનો આ એકપ્રયાસ છે. આપણા સમાજજીવનનાં કેટલાંક પ્રધાન અંગોને સ્પર્શવાની અહીં ઈચ્છા છે. આ વસ્તુ શિક્ષિત અશિક્ષિત બંનેને રોચક અને ગમ્ય રહી શકે તે દૃષ્ટિએ જે રચનારીતિઓને આપણા પૌરાણિક કવિઓએ અખત્યાર કરેલી તેનો અહીં ફરીથી આશરો લીધો છે. આખ્યાન અને વર્ણનો માટે એની સફળતા તો પૂરવાર થઇ ચૂકેલી છે. એ કેટલો તત્ત્વવિચારભાર ઝીલી શકે છે તે જોવાનું છે. અને વર્તમાન સમયે એ વાહન તાજગીભર્યું અને અર્થવાહક બની શકે છે કે કેમ તેની અજમાયેશ કરવાની રહે છે. આ પ્રકરણો એ અજમાયેશના ઉદાહરણ રૂપે રજૂ કરવામાં આવે છે. અહીં તો માત્ર આખી યોજનાની ભૂમિકા જ રજૂ કરેલી હોઇ તેની સમગ્ર રચના વિષે કહેવું કે વિચારવું પ્રસ્તુત નથી બનતુ.

ઢાળોની પદ્ધતિ મુખ્યત્વે પ્રેમાનંદમાંથી પસંદ કરી છે. દરેક કડવાને મથાળે ભિન્નભિન્ન રાગનાં મૂકાતાં નામો તે ઢાળની ભિન્નતા બહુ દર્શાવતાં નથી એમ મને લાગ્યું છે. આ વિષય જરા વધારે પૃથક્કરણ માગી લે છે પણ તે અહીં શક્ય નથી. એમાંના ઢાળો દરેક કડવાની પ્રારંભની બેએક કડી બાદ કરતાં પછી અમુક બે કે ચાર રૂપમાં ચોપાઇ-હરિગિત-દોહરા-નાં નાનાં મોટાં-રૂપાન્તરોમાં સમાઈ જાય છે. અહીં તો એ કરતાં પણ લાંબો વિસ્તાર કદી કદી કર્યો છે. આમાં તાલ જ મુખ્ય નિયામક તત્ત્વ છે. અને તેનાં આવર્તનો ઇષ્ટ લાગ્યાં તેટલાં કર્યાં છે. એટલે પદબંધનાં સ્વરૂપનાં જરાકે સૂચક નહિ એવાં જૂનાં રાગનામોને અહીં ક્યાંયે વાપર્યાં નથી. ગાવાની લઢણ ગાનાર પોતાના અનુભવ પ્રમાણે ઉપજાવી લઇ શકશે. કાવ્યની સફળતા વિષે વાચકોના અભિપ્રાય જાણવા ઇંતેજાર છું. લેખક]

## સમરું

- દોહરા -

સમરું સંતમહંતને, સમરું શૂર ઉદાર,
માનવની મહતાઈને મારા લાખ જુહાર,

લખપત વેપારી વસ્યા વાણીની વણઝાર,
ખોટું ખાંડું પોઠિયું એનો ક્યાં જ ઉતાર?

વેપારી વણુ માલનો બાળકનો બણડાટ, ૫
કોણુ લેખવે કે ગણે પડ્યાં અજબ જ્યાં હાટ?

પૃથ્વીના જનસાગરે એકલ સાંજસવાર,
ભમતાં લાધ્યા માલનો અદનો આ વિસ્તાર.

ઘાટઘૂંટ આંટીઘુંટી નહિ શોભા શણુગાર,
લેવા મન ના, તો ભલે, જોઈ જજો લગાર. ૧૦

## તેજાબનો વર

એક પ્રભાતે પોઢ્યાં પોઢ્યાં કુકડાનો સુણિયો પોકાર,
અને મગજમાં આવી ઊભો કવિતાદેવીનો ઝણકાર.
મરઘા ઉપર બેઠેલી એ, અંગે નહિ એકે શણુગાર,
જતી ઉકરડે દાણા ચણુવા, હાથે નહિ વીણાઝંકાર.

'અરે સરસ્વતી માતા મોરી, આવા તારા કાં બેહાલ?' ૧૫
મરઘા જેવી ડોક પસારી બોલી, એના સુક્કા ગાલ.
'હવે ઉકરડે ચણુવા જાવું એ જ રહ્યો મારે આધાર,
કોઇ કવિનો કોડભરેલો મને નહિ સાચો સત્કાર.

તમે તમારે કોયલકેરાં ગુલાબ ને ગૌરીનાં ગાન
ગાઇ, ખાઇને માલમલીદા ઊંઘો ને મચવો ગુલતાન. ૨૦
મારે માટે ભેખ ધરીને નીકળેલા કવિઓ બળવાન
નાટક નવલે ભાષણુ ભણુવે ગયા ડુબી સૌ જન ગુણુવાન.

મને પચે પકવાન નહિ ને સંગ્રહણી ઉલટીઓ થાય,
ગુલાબ-ગૌરી-ગાન સુણીને કીડા કાનતણા ખરી જાય.
'માનસસર-માનસસર' રટતો હંસ તજ્યો છે મેં નાદાન ૨૫
આ મરઘાની મદદ લઇને હવે ચલાવીશ હું ગુજરાન.

મરઘો બોલ્યો, 'માતા મૂકો કચ કરવી આ કવિની સાથ.
ચણી જશે દાણા મરઘાં ને પેટ રહેશે ઊંડું હાથ."
મરઘો ચાલ્યો, મેં વિનવ્યું ને મા ખેંચે મરઘાની નાથ.
કોકો કરતો રહ્યો મરઘડો હું બોલ્યો જોડી બે હાથ. ૩૦

'નવી ખેતીના તને ન ભાવે માડી જો દાણાની જાત,
હજી ભર્યા ભંડાર જુના એ કવિઓના રસપુર અખાત.
નરસિંહ, ભાલણ, શામળભટ ને પ્રેમાનંદતણી જો ભાત,
દયારામની દોલત-મીરાં અખા ધીરાની શી કહું વાત?

જુગના જુગ ખાયા કર બેઠી હાથે ઝાલી આશાદોર.' ૩૫
ત્યાં મરઘાએ જાવા કાજે ખૂબ મચાવ્યો શોરબકોર.
ઉતાવળે રોકીને એને બોલી માતા, 'કવિ કિશોર!
તમ જેવા શું વાદાવાદી કરવામાં મારું નહિ જોર.

એ પકવાન્ન થયાં છે વાસી, નવાં ન ઉતરે ગળે લગાર,
અંગ સજી શૃંગાર ભમંતાં ફુલમાં નહિ ફોરમ તલ ભાર, ૪૦
પડયા ઉકરડે કોક કવિના પાક ચણી રાખું દિલ ઠાર,
તને ભાવના હોય દિલે તો આશા મારી પાર ઉતાર.

તમ ખેતરમાં આ દાણો લઈ વાવ, ઉછેર લઇ દરકાર
લાવ કને મુજ પાક લણી તો કદી ઓસરે ઉરઓથાર'.
અને સવારી સરસ્વતીની મરઘા ઉપર થઇ પસાર, ૪૫
કૂકડે કુ મરઘાના નાદે સર્યો આંખથી નીંદરભાર.

ત્યાં ઘરવાળી ઊઠી વહેલી દીવે વાંચી રહી કિતાબ,
સળવળતો ભાળીને મુજને બોલી, 'શું કે ઉઠયા નવાબ?

લખાલખ લખલખ ઘણું કરો પણ આવું કૈંક લખો તેજાબ,
મારા હાથ વિષે દાણાને બદલે આવી પડી કિતાબ. ૫૦

પ્રેમાનંદ કવિનું નીકળ્યું તેહ સુદામાચરિત્ર, ઠીક!
'કેમ અધૂરૂં મૂક્યું કવિએ,' પૂછે ગૃહિણી મારી ઢીંક.
'હોય બાકી તો કરાવ પૂરું' પણ વેઠાય ન તારી ઝીંક?
'રચો કથા તો જ્યાંથી બાકી' બંનેને આવી બે છીંક.

છીંક બે શુભ શકુન છે, ને પૂર્વમાં પણ ભાનુ છે,' ૫૫
અંતરે છે ઊર્મિઓ ને સ્વપ્નકેરું બ્હાનું છે.
યત્ન આછો અધુરો છે, રમતનું આ ગાણું છે,
રમણમાંયે જમણ છે જો સત્યનું પરમાણું છે.

ઉમેદ

આદર્યાં મોટે અધૂરાં રે, હવે નાનાએ કરવાં પૂરાં રે,
યજ્ઞ અપૂર્ણ ન સોહે સંતો સરસ્વતીનોજી. ૬૦

પુરાણ પૂર્વજ પૂરા રે એના વંશજ સાવ અધૂરા રે,
ધરાય એને પગલે પગ તો સાર્થક માનો જી.

- ઢાળ -

ભટ્ટ પ્રેમાનંદ ગાઈ ગયા જે કૃષ્ણસુદામાચરિત્ર,
કાવ્ય કરી ગયા પુરાણ તો યે બાકી ઘણું છે ચિત્ર.

મહામતિ તે કવિએ કાંત્યો કાવ્યકથાનો તંતુ ૬૫
આજ લંબાવા ઈચ્છું આગળ રેશમને જેમ જંતુ.

અતૂટ તંતુ રેશમ કેરા કૃષ્ણસુદામાની કથા,
એ દોર ઝાલી ચાલું આગળ આંધળો લાકડી જથા.

હીરને તાંતણે હાથી બંધાયે, ડુંગર ઝોલાં ખાયે,
મારી ય નાની પોટલી તો શું એને નહિ ટીંગાયે? ૭૦

આજ નવા વળ તંતુને આપું આજને ચરખે કાંતી,
ભાતભરતને ગૂંથણ ઝૂલમાં શકિત નહિ ભલી ભાંતિ.

અંતરમાં બસ એક ઉમેદ છે, હૈયામાં પૂર્ણ અશાન્તિ,
એ અરથે આ ઉદ્યમ, જો કે કોડી ને કયાં મણિકાન્તિ ?

ભાગ નહિ ભટ્ટ પ્રેમાનંદના જશ વિષે લેશ માગું, ૭૫
એનો પ્રજાળ્યો દીપ જાળવવા અંધારે એકલ જાગું.

કાવ્યકળાના કોવિદ લોકો ! મશાલચી નહિ જોશો,
મશાલનું તેજ માપજો કેવળ, મેશથી હાથ ન લોશો.

- વળણ -

મેશ લેશો હાથમાં ના, દિલ લેશો ના દોષ રે
નગારાની સહાયથી તો તરણું જગવે ઘોષ રે. ૮૦

## સુખી સુદામો

પોરબંદરે છાપરાં નીચાં રે, સુદામાજીનાં મંદિર ઊંચાં રે,
ભૂધરની ભકિતનો વૈભવ માણતાં રે.

સૂતા સુદામો છત્રપલંગે રે, ઢોળે દાસીઓ વાયુ અંગે રે,
પત્ની પાનની પટ્ટી ચાવે રે, પચ પિચકારી જ લગાવે રે.

ભૂલ્યાં ગરીબાઈના દહાડા રે, ભૂલ્યાં અન્નપાણીના ઉચાળા રે, ૮૫
ભૂલ્યાં ફાટલ ચીરના ધાગા રે, ભૂલ્યાં છોરાં ઉઘાડાં નાગાં રે.

ભૂલ્યાં રાખે આળોટી રહેતાં રે, ભૂલ્યાં માટલે પાણી વહેતાં રે,
ભૂલ્યાં છાપરે પાણી ચૂતાં રે, ભૂલ્યાં પાયે હતાં નહિ જૂતાં રે.

સોનાઘુઘરે છોકરાં ખેલે રે, ઘરમાં હવે ઘીદૂધ રેલે રે.
ભાતભાતનાં ભોજન થાયે રે, તેલફુલેલે નાવણ થાયે રે. ૯૦

પતિનાં તપ આ જન્મે ફળિયાં રે, થયાં છાપરે સોનાનાં નળિયાં રે,
ઋષિપત્નીને હર્ષ ન માયે રે, માતી હાથણી શું મલકાયે રે.

સૂકાં શરીર થયાં છ તાજાં રે, પામે રોજ ઘી ખાંડ ને ખાજાં રે,
સુદામાણીનાં બેઠેલ ડાચાં રે, થયાં પુષ્ટ શું લાલ ટમાટાં રે.

વૃદ્ધપણામાં જોબન આવ્યું રે, નવા દાંત ફૂટયા, નૂર લાવ્યું રે, ૯૫
વાળ ધોળા મટી થયા કાળા રે. સુક્કા વડને ફુટયાં છે ડાળાં રે.

ભૂખેદુઃખે જે દૂબળી નારી રે, એની તૃષ્ણાઓ પુરાઇ સારી રે,
બની સોળ વરસની શ્યામા રે, હીરચીરે રઢિયાળી રામા રે.

છોરાં હાડચામના માળા રે ફૂલ્યાં પંખીના બચ્ચાં પીંછાળાં રે,
આખું ગામ ગજવી મૂકે રે, કોઇ આવી શકે નહિ ઢૂંકે રે,૧૦૦

બાંધી દીધા છે હીંડોળા ખાટ રે, રોજ ચંદનના ઢળે પાટ રે.
બારીબારીએ તોરણ ટાંગ્યાં રે, મેડીમેડીએ મખમલ ઢાંકયાં રે.

ગાદી ગાલીચા ને ગુલદાન રે, ભર્યાં તાસક તાંબુલ પાન રે,
વાજાં વીસ પ્રકારે વસાવ્યાં રે, પંખી પાંજરે પૂરી પઢાવ્યાં રે.

ઋષિ ધ્યાન સમાધિ ચઢાવે રે, બાકી બીજાંને સંસાર ભાવે રે૧૦૫
કૂવાતળાવે નારીનો દોર રે, ચૌટે ચકલે છોરાંને શોર રે.

ભક્ત ભૂધરના ઋષિ જાણી રે, નથી રોષિલી લોકની વાણી રે.
સાંજે ટંટાને ફર્યાદ આવે રે, મીઠી વાંણીએ મુનિ મનાવે રે.

એમ સુખી સુદામો સંસારે રે એક દહાડો બેસીને વિચારે રે
તારે તારે વિચારનો ભારે રે, ઝૂમે નાળિયેર શું ઝાડે રે.૧૧૦

- વળણ -

વિચારે બેસી સુદામો વિચારે વળ ત્યાં પડે રે,
વળાકે વળના હૈયે ચિંતા કેરી ઝાળ ચડે રે.

## મિત્રમિલન

ઋષિના મનમાં ચિંતા ચાલે, પાણીમાં જેવો સાપ રે,
અષાડ માસે વાદળ વ્યોમની ઢાંકે બિલોરી બાપ રે.

ફીચૂડ ફીચૂડ કરતો હીંડોળો સુદામો પાયે રોકે રે, ૧૧૫
વિચારનાં વહેણુ દોડતાં આવી મગજબારણાં ઠોકે રે.

તાજી દાઢીએ તાજી આંગળીઓ મુનિજી મોંને પસારે રે.
સામે અરીસે દેખાતા મોં પર, શોક આવે શું ધસારે રે.

'જોઇ લીધા મેં આ સંસારે સાર અને નિઃસાર રે,
માણવું માલ્યું, જાણવું જાણ્યું, વૈભવજ્ઞાનના પાર રે. ૧૨૦

તપ કરીને તન તોડયું રે જોગમાં જોડયું મન રે,
ભૂધરે દીધાં ભાવથી લીધાં ભોગ અને આ ભવન રે

ગોવિંદની શી જાળ હશે કે છૂટયું પંખી ફસાવ્યું રે,
મૂકેલ માયા પાછી બઝાડી, દામણુ પાયે બંધાવ્યું રે.

રેશમ કે રાખ, ભવન કે ભોંય, મન મારું સમદૃષ્ટિ રે, ૧૨૫
નારી અને આ છોકરાં ઉપર અકાળે અમૃતવૃષ્ટિ રે.

અધૂરા જીવને આખું ભોજન, ખરને સાકર શીરો રે,
માયાના જીવને એમ આ સંપત પતનપાપનો ચીલો રે.

અછકલાં જીવ સાવ છકયાં આ ભાળેલું કો દિ ન ભાળ્યું રે.
વાંદરને મળી નીસરણી તે છાપરું આખું ઉખાળ્યું રે ૧૩૦

નાર ભુલી છે દુઃખના દહાડા, છોકરાં છાશને ભૂલ્યાં રે,
પારકા તપનું પુણ્ય પામીને પોતે જ હલકી ફૂલ્યાં રે.

ગોવિંદ તારી શી ગત જાણું સંપત આ શી કામની રે,
સાકરનો આ રેચ આપ્યો શું, માયા બતાવી નામની રે,

વૈભવનું આ વહાલ મને ના, દારિદ્રય પાછું માગું રે, ૧૩૫
પંથ તારો પરકાશ સદા રહે, અખંડ અંતરે જાગું રે.

તપનું ફળ જો ભોગ હોયે પ્રભુ, ભોગથી ભૂલાય ભાન રે,
તપનો રહેશે તોલ પછી શું, જ્ઞાની ને મૂઢ સમાન રે.

ભોગ દીધા ત્યારે જીરવવાનું ભાન ને જ્ઞાન ન દીધું રે,
ચૂલો ફૂંકી નજાણે તેને રાંધવું લાડુનું સીધું રે. ૧૪૦

જીવ મારો ના ગોઠતો આંહિ વૈભવે વાન્તિ પામું રે,
ગોવિંદ, ગીત ગવાડ નવું કૈં લખાવ નવલું નામું રે.'

વિચારની સેર સટ તૂટે ત્યાં, મંદિરે શોર બકોર રે,
'છોકરાંની કૈં લડાઈ પાછી, એક દહાડો નહિ ઠોર રે.'

સુદામો ઊતર્યા હીંચકા પરથી, મેડીથી ઊતયા નીચે રે, ૧૪૫
કૂદાકૂદ ને કલબલ જામી વાંદરાં વડવાઇ હીંચે રે.

હાંફળી ફાંફળી નાર ફરે, એના ઝૂલે છે હીરા ને હાર રે.
દુનિયા જાણે ઊંધી ચતી થઇ, આ શું આળપંપાળ રે?

આળપંપાળની જાળ ભેદાઇ, ધાર્યાથી જુદું ભાળ્યું રે,
સુદામો ઊભા નેણ ચોળે છે, સાચું કે ભ્રમ કુંડાળું રે. ૧૫૦

ધોમ ધખંતા જેમ ઉનાળે મેઘ મીઠો દરશાયે રે,
ધરતી હૈયે ટાઢક ઊતરે મન મૂકી મોર ગાયે રે,

એમ સુદામાની સંસારઝાળે બળતી આંખે જોયું રે,
ગોવિંદ ત્યાં ઘનશ્યામ પધારે, હૈયાએ ભાન જ ખોયું રે.

માધવને હાથ બાળ મુનિનાં વળગ્યાં, લટકયાં ખંભે રે, ૧૫૫
બાળલીલાનો ખેલણહાર એ બાળ શું ખેલ આરંભે રે.

નારીએ કુંકુમ અક્ષત લૈને કૃષ્ણ કૃપાળ વધાવ્યો રે
ટીંગાયલાં બાળ અંગે ધરી શું હાથી મલકતો આવ્યો રે.

ઉરને ઊમળકે ભાન ભૂલીને ઉંબરે મુનિજી ઊભા રે,
આગતાસ્વાગતા વીસર્યા બધું, જડાયા ભોંય શું ખંભા રે. ૧૬૦

આંખે આંખ મળી ત્યાં હસતી, મિલન માધુરી લસતી રે.
બાળ વછોડીને ભૂધરે ભુજની ફેલાવી ભાવની ભરતી રે.

કેડ સુદામાની ટટાર કરતે. હાથ વીંટાળ્યો હરિએ રે,
દીન સુદામાની હોડકી ડોલે ભૂધરને ભાવ દરિયે રે.

ઝાકઝમાળ મંદિરની મેડીએ કૃષ્ણસુદામો આવ્યા રે, ૧૬૫
છોકરાં વીંટાઈ પૂછવા લાગ્યા, 'શું લાવ્યા કાકા શું લાવ્યા રે!'

માધવની એકે મોરલી લીધી, એકે મુગટ ઉતાર્યો રે,
એકે પહેરી પાવડીઓને, એકે કૌસ્તુભ ઝાલ્યો રે.

મુગટ પ્હેરી દર્પણ દેખે, મોરલીમાં રાગ ફૂંકે રે,
પટપટ ચાલે પાવડી પ્હેરી, કૌસ્તુભને લઈ સૂંઘે રે. ૧૭૦

બાળકની આ બાળલીલા જોઇ, કૃષ્ણ હસે ને રીઝે રે,
'ઠરવા દ્યોને મહેમાનને જરી' ગોરાણી ખીલી ખીજે રે.

"વૃંદાવનની વાનરલીલા બાળુડાં યાદ કરાવે રે,
છો રમતાં," કહી કાનજી મિત્ર શું માલસુદ્રા પર આવે રે.

બાળક રમતે મગ્ન બન્યા ને નારી મચે ઘરકામે રે, ૧૭૫
એકલ પડ્યા મિત્રને હૈયે પ્રેમ ચઢે છે ઉધામે રે,

- વલણ -

ચઢે પ્રેમજુવાળ હૈયે સાગરેસાગર મળ્યા રે,
મલકતે મુખડે હરિનાં મુનિનાં દુખડાં ઢળ્યાં રે.

પ્રસ્થાન

હાથને ભેટ્યા હાથ રે, આંખને ભેટી આંખ
હૈયાને ભેટ્યું હૈયુ જેવાં પંખી મિલાવે પાંખ રે, ૧૮૦

અજોડ જોડી અંતરમનની ક્દી ન જડવી જગમાં રે.

- ઢાળ -

સોનાની સાંકળે ચંદન ઝૂલે સુદામો કૃષ્ણજી બેઠાજી
તિમિર અરણ્યે સૂરજ સોમ શા, વાતોના વનોમાં પેઠાજી.

બાળબચ્ચાંનાં ખેમકુશળને પૂછી સુણી વાત કાઢીજી,
સુદામો ઠાલવે આંતરડીને સઘડી પાડે ટાઢીજી. ૧૮૫

કૃષ્ણ વદે ત્યાં મધુર મોંમાં મલકે દાંતનાં મોતીજી,
વચનમુક્તકમાળ સરે છે ઉદાર અરથ સોતીજી.

"જીવન થતું જાય અકારું મને ચ ભોગ ન ભાવેજી,
આટલું કર્યું તોય હજી ના મનમાં ધીરપ આવેજી.

એકલાં એકલાં તપ કે ભોગથી જીવન ના જીરવાયેજી, ૧૯૦
કૈંક નવી નીક પાડિયે તો ભાઈ દિલમાં ટાઢક થાયેજી.

સૃષ્ટિના દાનવ દુષ્ટ સંહાર્યા, રાજવીના રંજ ટાળ્યાજી,
દુષ્ટતાના પણ અખૂટ ઝરા ખળાયા નથી ખાળ્યાજી.

એક ભાંગું ત્યાં જ નમે બીજું, બીજાને ભાંગતાં ત્રીજુંજી,
કપટને કૂડ અમર ભાળી આજ તો અપાર ખીજું જી. ૧૯૫

એહુ અજંપે ઊંઘ ન આવે, ભોજન ભલું ન ભાવેજી,
કાલે હતું જગ તેથી ન સારું આજે લાખો ઉપાયેજે.

ભીતરના એ ભેદ ઉકેલવા ચિંતનયજ્ઞ મેં માંડયોજી.
દ્વારકાનો સોના ડુંગર એ અરથે મેં છાંડયો જી."

"ઠીકવદ્યો મારા મોરલીધર હે, ભેખ મને ભલો ભાવેજી ૨૦૦
વિલાસનાં વ્હાણ તાણી મને જઇ મધદરિયેજ ડુબાડેજી.

ગરીબ જીવનની મનશાંતિ ગઇ તે પાછી ન આવીજી,
લક્ષ્મીને આવી લાખગણી કૈં જંજાળપંપાળ લાવીજી.

અને મારી ઝૂંપડી તૂટી ને લૂંટી જેવી નારી જી,
સડયાં છોકરાં પાછાં પાસું કાંચળી નાખું ઉતારીજી. ૨૦૫

'ભાઈ, ભલી તારી ભાવના' બોલે કૃષ્ણજી કુન્દન વાણીજી,
'સંયમી જીવનકેરી શાંતિ સૃષ્ટિએ હજી ન જાણીજી.

ભોગની ભઠ્ઠીમાં શેકાયા વગર ત્યાગનું શૈત્ય ન સમજે જી,
મનનું માંકડું ફંદે પડયા વિણ ક્યારે ન આવે કબજે જી.

વૈભવ જો બને ત્યાગપગથિયું, તૃષ્ણા જો તૃપ્તિની માતાજી, ૨૧૦
ત્યાગ અને તૃપ્તિની સિદ્ધિ માંહિ સૌ જ્ઞાન સમાતાંજી.

સંપતને ગણી સાધન મોક્ષનું જીવન વ્હેવાર આધારજી.
માનવ મોક્ષને કારણ એને યોજવી ઉચ્ચ છે આચારજી.

એ આચારનો આરંભ કીજે, બાંધવ, ઘેર સૌ સુખીજી,
એમની ચિંતાથી છોડવ્યો તને ચિંતવા જગનાં દુઃખીજી. ૨૧૫

જગનાં દુઃખી દીન દોલતનાં દળદર દિનદિન વાધ્યાંજી,
આતતાયી મેં હણાવ્યા તો યે સાચો પાપી ન લાધ્યોજી.

કૌરવનું કુલ કર્યું નિકંદન કૌરવતા ન વિનાશીજી,
એ જ જગતના અવળા ગ્રહ ને અવળી એ જ છે રાશિજી.

મૂંઝાઉ છું હું આ ગૂંચ કેરી ક્યાંય ન ભાળું ચાવી જી. ૨૨૦
અંધારે ચાલતી સૃષ્ટિ જાણે ખીણને કાંઠે આવીજી,
આજ ગબડશે કાલ ગબડશે કોણ વિનાશના ગર્તે જી,
માનવતાને તારવા કાજે કોકે રહેવું તરતા જી.

મ્હેલનિવાસી, વૈભવવ્હાણે વ્હેતા આપણા જેવા જી.
પોલા થડના ઝાડની ટોચે ફૂટતી કૂંપળ જેવા જી.

થડ સડે છે, મૂળ સડે છે, બે દિન કૂંપળ લીલી જી, ૨૨૫
ગગનચુંબી શૈલ ભવનની ભોંય છે પોલી ઢીલી જી.

એ મૂળ સીંચવું, થડ ટકાવવું, દૃઢ કરવો છે પાયોજી,
એજ વિચારથી આજ સખા, હું તારે આંગણ આવ્યો જી.

આજ ઇચ્છા છે મારે અંતર લોક જીવનના ખેતરની
આપણી લોંચતપાસણી કરીએ, જોઇએ દશા ભીતરની" ૨૩૦

કૃષ્ણવચનથી સુદામાનું મુખ ભાવશબલતા ધારે જી,
સૂર્યકિરણથી વાદળવદન રંગછટા જેમ ધારે જી.

દીનબંધો તવ વાત છે સાચી, લોક જીવનને જોવું જી,
આપણે અંચળે અવનીમુખથી આંસુ બને તો લોવું જી.

દીન દર્શનની દારૂણતા મેં સગે શરીરે જાણી જી, ૨૩૫
એ અનુભવમાં હું છુ પૂરો, એ મુજ મુખ્ય કમાણીજી.

વ્હાલમા તારે વસમી શાને વેઠ આ લેવી માથે જી,
વસતીનાં જીવનકેરા કીચડ તારે ન ફેંદવા હાથે જી.

એ કામ અમ દાસને લાયક, આપ રહોને દ્વારકાં જી,
દૃષ્ટિ અમારી ને દોરતા રહેજો આપ બની ધ્રુવતારકજી. ૨૪૦

કૃષ્ણ હસ્યા ખખડાટ સુદામાની વાત સુણી ભાવભીની જી,
એ ખખડાટે સુદામાપુત્રી વાત સુણંતી તે બીની જી.

બેઠા હતા તે ઊભા થઇને સુદામાસ્કંધે ધર્યો કર જી,
સુવાન વૃદ્ધની દેહ ઢંઢોળી આપતા અજબ ઉત્તર જી.

"ગાંડા રે ગાંડા, વાત ગાંડી આ શાણો થઇ શી કરતો જી, ૨૪૫
સૃષ્ટિ તણો હું નિત્ય સખા છું મિત્રને રૂપે જ ફરતો જી.

હું ભગવાન ને ભકત તમે એ ભાવ કદી મેં ન પોષ્યો જી,
ધ્રુવ થઇને આકાશે બેઠે નાવિકને ખાસ લાભ શો જી.

સાગરની મઝધાર આંધીમાં કામનું હોકાજંતર જી,
સાબૂત હોય હલેસાં, બાપડાં સુકાન તો છે ઉદ્ધાર જી. ૨૫૦

લોકજીવન પે કરૂણાકેરાં આંસુ વહાવ્યે અર્થ ન જી,
ભાવનાવંતે ભેખ ધરીને કરવું ભાવસમર્થન જી.

પળપળ લોકની પડખે રહી પાંખમાં પ્રાણો ભરવા જી,
એજ જીવનમાં એક થઇરે જાગૃતિ જલ 'વતારવાજી.

એહ કીચડમાં હાથ નાખીને તત્ત્વ નવાં ભેળવવાંજી, ૨૫૫
ભાવનાચાકડે જીવનગારો ચકવી ભાણ્ડ બનાવવાંજી.

આપણું જીવન વૈભવભર્યું સંપત્તિની ન ઉણપ જી,
એની ઉષ્મામાં ભૂંજે આપણા દિલની દૈવી કૂણપજી.

દર્શન જે છે આપણી આંખે પાંખે જે છે કૌવતજી,
પૂરવું તે જઇ લોકહૃદયમાં, ગજાવવી જઈ નોબતજી. ૨૬૦

યોગ અનેરો આદરવો આ વર હવે ન દેવાનાજી,
જીવનપાક પકાવવા આપણે લોકખેતરમાં રહેવાનાજી.

આજ જગતમાં ઘૂમી ઘૂમી મૈત્રીભાવ જગાવીએજી,
સેવક સેવ્ય કે પૂજક પૂજ્યની પંપાળ પોલી ફગાવીએજી.

અખંડ માનવતાને લાવીએ બંધુત્વના વડ છાંયેજી. ૨૬૫
ચાલ બિરાદર, એ બીજ વાવવા આપણે ભેળાં જાઇંજી.”

સુદામે કેડ ટટાર કરીને છાતી ગજ છે ફૂલીજી,
આંખડી જોતી ઉજ્જ્વળ ભાવિ, વર્તમાનને ભૂલી જી.

જાત્રા બહાને તૈયારી કીધી ગોરીણીને સમજાવી જી,
કૃષ્ણની સલાહ સુંવાળી સેવ શી વૃદ્ધ સુદામાને ભાવી જી. ૨૭૦

ગોરાણીએ ગોળ ઘીનાં ગળ્યાં મધ સુખડી શીરો રાંધ્યા જી,
જાત્રા કારણ મુનિનાં હોંશથી પોટલાં પાઘડી બાંધ્યાં જી.

બ્રાહ્મમુહૂર્તે મિત્ર ઉઠ્યા ને સ્નાન સંધ્યાને આટોપ્યાં જી,
કૃષ્ણ સુદામાને જાત્રા જતાં વળાવા સૌ કો આવ્યાં જી.

કૂદતાં લડતાં રોકશે કો ના નારી ને બાળક રીઝયાં જી, ૨૭૫
સુદામાને ઉર શાંતિ થઈ જેમ શિયાળે ઊનાં ઘી સીઝયાં જી.

એકેક પોટલી ખભે ટીંગાવી સુદામો ને હરિ ચાલ્યા જી,
ઊગતા ભાનુએ સૌને રંગ્યા પૂર્વના પંથ તો ઝાલ્યા જી.

નવા જીવનની નવી કેડીએ સુદામો ડગલું દેતા જી,
કૃષ્ણ સુદામાને હર્ષ ન માયે વાતવાતે તાળી લેતા જી. ૨૮૦

ચાલતાં ચાલતાં સૂની સીમમાં એક તળાવડી આવી જી,
રાયણ આંબા વડ મ્હેકી રહ્યા પોટલી કૃષ્ણે નમાવી જી.

(વળણ)

નમાવી પોટલી કૃષ્ણે સુદામો બેઠા પાળે જી,
દુનિયા જેવી ઊંધી લટકે વાગોળો વડની ડાળે જી.

# સીમાડાના પથ્થર પર

## ઉમાશંકર જોષી

• ગુલબંકી •

હવે જરી ઉતારું થાક!
શો નસેનસે ફરી વળ્યો અથાગ!
છે હવે ન લાંબી વાટ,
શા ઉચાટ?
સ્પષ્ટ ઊડતી જણાય ગોધૂલિ અહીં થકી. ૫
ન દૂર ગામ છે નકી.
અહીં જરી ઉતારું થાક!
અંધ અંધકારની નથી ઉરે જરી ય ધાક.

પથ્થરે જણાય આ પણે!
નિર્જને વને ૧૦
બેસવું જ અન્ય કોણ બેસણે?
રમ્ય એ સિંહાસને
બિરાજવું ઘડીક એ ય શી લહાણ?
તપ્ત હો ભલે પહાણ
અંગઅંગનાં અનેક છિદ્રથી છુટેલ ૧૫
વારિધાર, હો જળાભિષેક છો ઠરેલ,
ને અરણ્યપલ્લવે રચેલ મંડિલે
જ શીર્ષ શોભજો ભલે,
ભલે હજો સમૃદ્ધિ રંક
આજ તો અરણ્યમાત્રનો બનીશ રાજવી નિશંક. ૨૦
ને હસીશ રાજવી સહૂ ય ભૂતકાલના
અને અનેક આજના-થનાર જેહ કાલના-

હસીશ ને રચીશ કાવ્યરાણી કંઠ માટ માળ,
સ્નિગ્ધ ને મીઠી રસાળ,
જે ઘણીક તો ગુંથી અરણ્યવાટડી ભરી ૨૫
એકએક એમ કૈં ડગેડગે કરી.

આવી વાયુલ્હેર !
હાશ !
એક આશ:
–છો ન પ્હોંચવું જ ઘેર, ૩૦
ઠેરઠેર
છો ઠરેલ આથડી ભમી ભુલી જ થાકવું,
મળે પરંતુ ક્યાંક શ્રાંતિસ્થાન એક આહવું;
જ્યાં ન ઝિંદગીધમાલ
જ્યાં નડે ન આજકાલ ૩૫
જ્યાં વિરામીને ઘડી વ્યથા બધી ભૂલી જવી,
અને બની રહેવું પંડના મહાન રાજવી.

કોણ એ ? તું કોણ જાય રે ?
ન જાણતો તું કોણ સીમમાં અહીં ફરે ?
હું છું આંહી રાજવી, ૪૦
આણ એક મારી આંહીં માનવી.
ને સમીપ આવીને વધો પ્રજાજન,
'સુણોજી, રાજન!
પૂર્વમાં ત્રિલોક સંગ,
ઉત્તરે ફતેહખાં તણા જુઓજી ઠાઠરંગ, ૪૫
પશ્ચિમે ખુશાલભાની જાગિરે જરી ન આંચ,
દખ્ખણે દિલેર, ત્યાં કુબાડી તો જુઓ જ ચાંચ.
આપની પછી રહી વડેરી સીમ.
રાજ વીણ રાજવી

થવાની આપની દિસે છ ભારી નીમ! ૫૦
આપની કહોજી આણ ક્યાં રહી જ માનવી?'

રે અજાણ!
દેખતો ન આ પહાણ?
એ તમામ જાગિરી,
તખ્ત એ જ; ૫૫
ભોમ એ જ,
અંત ના મળે કહીં ન એવી આ જહાંગિરી.

'જી, વડી જહાંગિરી.
કબૂલ, એકવાર ના, હજાર વાર-લાખવાર!
રે પરંતુ એ પહાણ- ૬૦
ની પૂરી ન આપને દિસે પિછાણ.
ત્યાં હતું વિચિત્ર વૃક્ષ
ગ્રીષ્મમાં ન-છપ્પને ય ના-થયું જ રૂક્ષ.
આભતારલા રિઝાવી ઢાળતું જ વીંઝણા,
ડાળડાળ પંખીમાળના કિલોલઝૂલણાં. ૬૫

ત્યાં હરેકસાલ ટોળી એક જંગલી
વર્ષમાં અચૂક એકવાર આ દશે વળી
વૃક્ષને લળીલળી,
પાયલાગણાં કરી અનેકવાર ભેટતી,
બાથમાં લઈલઈ જ નેણવારિ સીંચતી. ૭૦
-રે અમે ભૂલાં પડ્યાં,
ખંડખંડ આથડ્યાં,
ક્યાંથી આમ, બાપ, આંહીં તું ય તે ભૂલું પડ્યું,
નડ્યું તને અરે અમારું ભાગ્ય રે ભૂંડું?
બાર પેઢીઓ ભલા કહે છ કે વહી ગઇ, ૭૫
પુરાણ વૃક્ષ પારણે ઘડી રમી ગઈ.

હવે કહું પછીની વાત,
એહને થઇ હશે પુરી ન પેઢી પાંચસાત.

એ મહાન વૃક્ષની
ધરાનું મુખ ઢાંકતી ૮૦
વિશાળ છાંય વ્યાપતી
પ્રભાતમાં ખુશાલના ગરાસગામમાં,
સાંજને સમે ત્રિલોક સંગ કેરી સીમમાં.
બેય જાગિરો વચ્ચે હતું પુરાણું હાડવેર.
તેનું ઠારવા જ ઝેર, ૮૫
યુક્તિ આ ત્રિલોકના વડીલને સૂઝે.
કહે અહીં ઊંડા ઉરે પડેલ ઘા રુઝે,
વિશાળ પેલું ઝાડ જેહ વેરીસીમનાં
ઢોર ને મનુષ્યનાં
ઠારતું જ બેસણાં ૯૦
એહને ઉખેડી નાખું તો જ માઇપૂત હું !
તૂર્ત વેણ મોકલ્યું:
અમારી બાપજાગિરી મહીં પઢે છ કૂડી છાંય,
જાત આાળરૂ પરે ફરી વળે છ ખૂરી ઝાંય.

અન્ય સાલ આવિયાં મુસાફરો. ૯૫
ઠાલવે કહીં જઇ ભર્યાં ઉરો ?
ગોતી લાવી ન્હાણુ આ, પછી
સમાધિ વૃક્ષની રચી.
(જમીનદારને ય સીમચિહ્નની પીડા બચી.)
ને મુસાફરો–બધાં ય ઝિંદગી મુસાફરો– ૧૦૦
દેશદેશ ખંડખંડ એજ જેમનાં ઘરો,

ભૂમિની બિછાત ને વિશાળ આભછાપરાં,
મિલ્કતે કસાયલાં ખુદા દિધેલ બાવડાં–
એહવાં મુસાફરો
ઘડીક આંહી ઢેરી ઠાલવી જતાં હતાં ઉરો ૧૦૫
લેઈ વૃક્ષઆશરો.
હવે ન અન્ય કો વિરામ
ને હવે ન આયખાનું અન્ય કોઇ અસ્રુઠામ.
માત્ર આ સુકો પહાણ.
ના નવીન લોકને રહી હવે કંઇ પિછાણ. ૧૧૦
હાય! પેઢીઓ ભલા ઘણી ઘણી વીતી ગઇ.'

અને નિશા–ની છાંય શો નિશામહીં
વૃદ્ધ એ શમી ગયો;
એક, એકલો જ હું રહ્યો.
હું રહ્યો ન રાજવી, ૧૧૫
ફરી થયો જ માનવી.
ના–રહ્યો હવે ન માત્ર માનવી,
પ્રાણીમાત્ર માંહીં એક પ્રાણી હું બની રહ્યો.
ન ત્યાં જ થંભિયો
સ્થૂલ પ્રાણહીન જે ગણાય તે બધાયનો ૧૨૦
અંગ શો બની રહ્યો.
વિશ્વ આ ચરાચરે
રેલતા, અસીમ ખેલતા, મહાન પ્રાણનો
અંશ શો શ્વસી રહ્યો.
દેશ ને દિશા તણી, ૧૨૫
કાળની, કૃતાન્તની,

ચિત્ત, વિત્ત, મિત્ર, પુત્ર, પ્રેયસીતણી
ઠેરઠેર ઘેર ઘેર સાંકડી
તુટી બધી ય સીમ છોડી ભોમવ્યોમ,
ને શ્વસી રહ્યો અસીમ રોમરોમ. ૧૩૦

# પ્રિયા કવિતાને

## પૂજાલાલ

પ્રિયે! કવિતસુંદરી! નિકટ અંતરંગે રહે,
સદૈવ તવ સ્નિગ્ધ દર્શન કરાવ આનંદિની!
નિહાળી મુખ તારું અંતર દ્રવી દ્રવીને વહે,
બની સ્નપિત નેન તારી શિવ કાંતિમાં કોમલા!
કૃતાર્થ સમ ઉલ્લસે ગગનતારલા શાં શુચિ. ૫

તું એક મુજ અંતરંગ સહુ જાણનારી સખી!
ન ગુપ્ત તુજથી કશું ય હૃદયે કદી સંઘર્યું,
ન અન્ય કહીં યે જઈ ઉર કદી ય મેં ઠાલવ્યું;
કહે, અનુભવ્યો કદી તુજ સમીપ સંકોચ મેં?

અનન્ય તવ પ્રીત, ઉજ્જવલ શિખામયી જ્યોત શી ૧૦
સદૈવ સ્થિર જાગતી, પ્રચલચિત્ત સંસારની
તમોમય નિશામહીં શુભ પ્રકાશ દેતી મને.
તું અંધ મુજ નેનની વિમલ દેખતી તારકા.

ભયંકર ભવાબ્ધિમાં તું તરણી બની માહરી,
તરંગતુરગે ધસંત તુચ્છકારતી મૃત્યુને, ૧૫
સરંત સુખ સ્હેલથી ગહન સિંધુની સૂરતા–
તણું મરમ ભેદતી, અમૃત મંત્ર કેરા ધ્વની
ગભીર પડઘાવતી શ્રવણ કેરી તંદ્રામહીં.
વિમુક્ત યમપાશથી કરત સત્ય સાવિત્રી તું.

સમસ્ત સુખદુઃખમાં સતત એક તું સંગિની, ૨૦
અચૂક મુજ દુઃખમાં પ્રણય ભાગ તું માગતી,

વિષાદ મુજ પ્રાણનો વદનચંદ્રિરે ધારતી,
વ્યથા વિકલ મારી અંતર ઉઘાડીને ઝીલતી,
વદી વચન મીઠડાં સરસ દેતી અશ્વાસને.

વહંત મુજ અશ્રુધાર તવ અંચલે નીતરે, ૨૫
વીલાય તવ ફૂલ કુંળું મુજ ઉષ્ણ નિઃશ્વાસથી.
વધેલ મુજ તાપમાં હૃદય તારું ફૂદી પડે,
તું ક્ષીણ વિધુલેખ શી કૃશ તપસ્વિની શોભતી.

અને હૃદય મારું જે સમય હૃષ્ટ ભાવે ભર્યું
પ્રસન્ન સુખ–ઊર્મિએ વિલસતું સુહાગી લયે, ૩૦
સ્મિતે સ્મિત મિલાવતી તું મુજ સંગમાં તે સમે
સ્ફુરંત તવ નેનમાં પુલક તેજતારાતણાં;
પ્રહૃષ્ટ ઉરના પ્રલાપ મહીં માધુરી ગીતની
અખંડિત વહાવતી, સમયભાન ભૂલાવતી,
અનેરું લઈ બીન સૂરમય સ્વર્ગમંદાકિની ૩૫
પ્રવાહિત કરી ચિતાભસમને ય ઉઠાડતી.

ટળે મુજ શ્રમો સમસ્ત તવ શીળુડી છાયમાં
મળે અજબ તાજગી, અણુ અણુ બળે ઊભરે.
અખંડ સહવાસમાં તવ બને ક્ષણો શા દિનો,
વહી સરલ જાય જીવન અસીમની શાંતિમાં. ૪૦

પ્રવૃત્તિ તુજ કાજ ઉત્સવતણો બને છે ઝરો,
વિરામ તવ નામ પ્રેમ તવ કામનાસિદ્ધિ સૌ
હસંત સુખ તાહરે જ મુજ કીર્તિની ચંદ્રિકા
ગ્રથે વિજયમાળ મારી તવ પુષ્પ સદ્‌ભાવનાં.

રમે તું નયને ન તે સમય દોર રાત્રીતણા ૪૫
દમે લવ મને, નિશો ઉતરતો નિશાનો જવે,

સૂણી તવ પદધ્વની શ્રુતિ સતેજ મારી થતી,
તને અનુસરંત નિત્ય મુજ ચિત્ત કેરી રતિ
ન અન્ય કહીં રાચતી તરલ કૈં સ્વભાવે છતાં,
ચિદંબર કરે તું સૌ વિશદ શારદાસ્પર્શથી, ૫૦

તને પળપળે કને હું બની મુગ્ધ બોલાવતો,
અડોઅડ ઉછંગમાં પ્રણયિની ! લઈને તને
કથા મુજ પ્રવૃત્તિની શ્રવણ તાહ્યરે રેડતો:–
તરંગ, કંઈ ઊંડણો, હૃદયભાવઊછાળ કૈં,
અપૂર્વ અનુભૂતિઓ સરલતાથી સૂણાવતો. ૫૫
ધરું તુજ સમીપ હું સ્ફટિક જીવનાદર્શને,
પ્રફુલ્લ મહીં તાહ્યરું વદનબિંબ સોહી રહે.

પ્રભાતસમયે કરી પ્રથમ તાહ્યરાં દર્શનો
નવી સપનસૃષ્ટિના અકલ રંગ આલેખતો
તને મધુર સ્વપ્નસંગિની બનાવીને રાચતો. ૬૦
તને જ નીરખું ઉષામય ગુલાબના સાજમાં,
સુણાય તવ કંઠસૂર વિહગો તણા વાદ્યમાં,
સુવર્ણમય અંગુલી તવ ઉઘાડતી પદ્મનાં
સહસ્ર દલ, તાહ્યરાં લલિત આસનો શોભતાં.

સુગંધભર શ્વાસની લહર તારી ત્યાં જાગતી, ૬૫
થતું ભ્રમરગુંજને સરસ ગાન તારું સખી !
તને જ રવિરાજના કનકજ્યોતિના આસને
વિરાજિત નિહાળી હર્ષિત બની બની નાચતો;
અને હૃદયપદ્મની મધુરસે ભરી અંજલી
લઈ મલપતે મુખે રવિમિષે તને અર્પતો. ૭૦

સમસ્ત દિન ચેતનામય પ્રકાશ વર્ષી રવિ
તજી જગ કૃતઘ્ન જાય પળ થોભી અસ્તાચળે,

વિરક્ત મુખ ભેખ ધારણ કરંત સંન્યાસનો.
તું સાંધ્યવદના તહીં વિકલતા ભરી આવતી,
જતી દિવસનાથ પૂંઠળ મનાવવા, પાથરી ૭૫
સુવર્ણમય રમ્ય અંચળ ધરાતણી ધૂળમાં,
સમસ્ત સુખરંગ વારી જતી તો ય ના માનતાં
પ્રભાકર અલોપ એક પળમાં થઇ રે જતા !
હતાશ ઉર તું થતી, વદન મ્લાનિ તારી વધે,
વ્યથાની ઘન મૂર્તિ શી તું રવિરાજ કેરી રજે ૮૦
લપાવી મુખ દે, ઢળંત તવ પ્રાણ મૂર્છામહીં;
અને તિમિર સિંધુ ઘોર ઉપરે ફરી રે વળે !
અકથ્ય તવ એ વ્યથાતણી કથા ધ્વને નીંદરે
અને સ્વરવિહીન સૂર રડતા જગે ઊભરે.

નિગૂઢ રજની સમે રભસની નરી પાંખથી ૮૫
પ્રશાંત ગગને ઊડી નભ અનંતના તારકો–
મહીં પલકતી તને હું નીરખું, મને ઈંગિતે
અસીમ મહીં મ્હાલવા પ્રણયપૂર્ણ બોલાવતી,
સુધાકરતણી સુધાની ભરી શુભ્ર ઝારી લઈ,
પ્રફુલ્લ શુચિ હાસ્યપૂર્ણ વદને ધરા ઉપરે ૯૦
અમીરસ તું સીંચતી, સ્નપવતી મને શીકરે;
સુશીતલ અનેરી સ્નિગ્ધ ભરી શાંતિ અંગાંગમાં
અપૂર્વ રસસ્વપ્નના સુખતરંગદોલા પરે
સલીલ વિલસાવતી: અજબ જાદુએ આંજતી
વિમુગ્ધ મુજ લોચનો, વિત્રશ આંખ મીંચાય ત્યાં ૯૫
છબી તવ નિહાળું નીલ લસતા ચિદાકાશમાં
વિહાર કરતી હસંત સખી ચંદ્રિકા સાથમાં.

વિમુગ્ધ ઉર તાહરું વન વને ભમે રાચતું
પ્રસન્ન વનદેવી સાથ હરિયાળીમાં નાચતું,

ધ્વજો ફરફરે જહીં હરિત વૃક્ષ ઉત્તુંગના, ૧૦૦
મહા ગગનરાજને પવન નાખતા વીંઝણા;
જહીં કિલકિલાટ કોટિ વિહગોતણા કંઠથી
ઝરી સરલ માધુરી હૃદયશૈલ ગાળી મહીં
કરંત રસરૂપ; પુષ્પમય પત્રના પુંજમાં
કરે ભ્રમર ગુંજના; મધુર ગંધ નિઃશ્વાસને ૧૦૫
વહી પવન જાય ડોલત પ્રમોદના પૂરમાં,
અને હૃદયક્યારીએ ઉપવનો નિષેવી સદા
સુધા સરસ સીંચતી મૃદુલ ફૂલ ખીલાવતી
સુહંત નવ રંગ સાથ મધુ ગંધ મીલાવતી.

લઇ કુસુમપાંદડી હરિત ઝૂલતા પારણે ૧૧૦
બિછાવી શિશુઓ સમા પ્રિય પતંગિયાંને તહીં
સુકોમળ કરે હુલાવત લળી લળી ચૂમતી,
ઉમંગભર હાલુડાં લલિત કંઠ લ્હેકાવતી.

વસંત સખી તાહરી રસિક રમ્ય શૃંગારના
કળાકુશળ હસ્તથી મધુર ગંધથી મ્હેકતી ૧૧૫
લઈ કુસુમમંજરી ગૂંથત વેણી તારી પ્રિયે!
સુરંગિત સુગંધી પુષ્પરજ છાંટી તારે મુખે
અવર્ણ્ય રમણીય રૂપકમનીયતા ત્યાં ભરે

સુવર્ણ સહકાર મંજરીતણાં મધુ ચૂમતી,
નિકુંજનિલયે વિલોલ રસરંગમાં ડોલતી, ૧૨૦
વસંતતણી વેણુ શી યુવતી કોકિલા કોડથી
અખંડ રસપૂર પંચમ સુરે વહાવી દઇ
તને પ્રિયતમે! ઉરે મુજ નચાવતી હર્ષથી.

ગુલાબી ફૂલરંગની પ્રણય પીચકારી ભરી
ભરી રસની હોરીએ નવ વસંત પ્રાણો પૂરી ૧૨૫

બનેલ મદમત્ત ખેલ સખી! ખેલ તું ફાગમાં,
ઉચ્ચનાવ મુજ કુંજ યૌવન જગાડતા રાગમાં.

અષાઢ ઘન આવતો ગડગડાટથી ગાજતો,
દશે દિશ લસંત લાસ્ય ચપલાતણું વેરતો,
દયાળ જગદેવની કરુણ ધાર વર્ષાવતો, ૧૩૦
સુકાયલ ધરાપટે ગિરિ, વનો, નદી ને સરો
પરે વિપુલ પ્રાણની હરિત લ્હેરીઓ લાવતો.

પ્રિયે! તું મુજને તહીં નવ તૃણાંકુરોની પરે
સુવાડી સરિતાતટે મરમરંત લ્હેરી કને,
ભર્યાં ગગનગર્ભથી ઝરમરંત ઝાંયાં તળે, ૧૩૫
સુનીલ ઘન-અંજને નયન આંજી બેભાન શા
મને તું લઇ જાય મેઘમય ગાજતા મંડળે;
સુરેન્દ્રધનુની કમાન પર તીર ધારી મને
અનંત ગગને ઊંચે સરર છોડી દેતી, અને
સ્વયં ચપળ વીજસ્વાંગ ધરી લાસ્યમાં લ્હેકતી, ૧૪૦
કટાક્ષ કરુણાતણા ભુવન ઊપરે ફેંકતી,
ધબાક કરતીક સિંધુહૃદયે ઊંડે ઊતરી
કથા ગુપત ખ્હાર કાઢી લઇ આવતી મેઘની:
મહા ગગનધામના પ્રતિનિધિ સમા સિંધુથી
ઊડી, પળ મહીં જ આવી મુજ પાસ આકાશમાં, ૧૪૫
રહસ્ય મુજ કાનમાં કથત ભવ્ય એકાંતમાં.

રસાર્દ્ર ઘન કુંજમાં કુસુમ રંગ જ્યાં રેલતાં,
તહીં તપનતાપરક્ષિત સહાસ્ય બે આપણે
વિલાસમય હીંચકે પ્રણયદોર સાહી કરે
ઉમંગભર ઝૂલતાં: અલક તાહરા ઊડતા ૧૫૦
હવા લહરીએ; રમંત મૃદુ વાદળી શી લટો

શરીર પુલકાવતાં કરત કૈં મને ચુંબનો:
કપોલ અડતા કપોલ, શિર સ્કંધ મારે ધરી
ઢળે તું, કરવલ્લરી રણકતી મીઠું કંકણે
વિંટાવી મુજ કંઠમાં—અમર પ્રેમના બંધમાં. ૧૫૫
હું યે ઊછળતે ઉરે પ્રણય-અંકમાં તાહરા
ધરી શિર નિમેષહીણુ તવ ચંદ્રની પૂર્ણિમા
નિહાળત રસપ્રદેશ ગમ સ્વપ્નપાંખે સરું,
લપાવી મુજ પાંખમાં વિલસતી કલા તાહરી
સિંચાઇ અધરામૃતે સુખસમાધિ માંહે ગરું. ૧૬૦

નરી કરુણ મૂર્તિ વિશ્વજનદુ:ખથી દાઝતી
વિલાપ સૂણી આર્ત્તના તું ઉરમાં વિંધાઇ જતી,
નિહાળી તનુ ઉષ્ણ અશ્રુ નયનાંબુ નીતારતી,
ગરીબ ઘરમાં ઉતાવળ કરી કરી તું જતી
લઇ સરસ શાંતિલેપ સહ સ્નેહ-અશ્વાસનો. ૧૬૫
દુખે ઢળી પડેલને લળી લળી લઇ ચૂમતી.
તું ગાન કરુણાતણાં પવનલ્હેરીએ પાઠવે,
દશે દિશ, સુધાભર્યાં કળશ વિશ્વમાં ઠાલવે;
બિછાવી ઉર કોમળું ભુવનના વિશાળા પટે
અશેષ જગબાલને લઈ રમાડતી વ્હાલથી ૧૭૦
બને સકલની તું વત્સલ સ્વભાવની માવડી;
દયામય તું નાવડી વિકલ શોકને સાગરે.

પ્રિયે! કવિતસુંદરી! પ્રકટ કલ્પનામૂર્તિ હે!
રહે નિકટ નિત્યજ્યોત બની આત્મને મંદિરે.
વિખૂટી પડતી નહીં, નહિ રીસાઈ જાતી કદી ૧૭૫
વિમુગ્ધ મુજ ચિત્ત એક તવ દિવ્ય માયામહીં,
પ્રસન્ન કરવા તને તપ નિષેવું આનંદથી;
ત્વદીય વસનાર્થ શાળ મુજ ચેતનાની સદા

મનોહર વિચારને સરસ ભાવવાણે વણે;
બને પ્રણયકુંજનાં કુસુમ માલિકા તાહરી. ૧૮૦

પ્રભાતપટરંગિણી, હૃદયનંદિની, તું ઉષા
સદૈવ ઉદયાચળે જીવનના પ્રફુલ્લાનના
અખંડ શિવ દર્શને, પરમ મંગળે પ્રેરજે,
સુવર્ણમય જ્યોતિની અનુપ સૂરતા અંતરે
અહોનિશ ધ્વનાવજે; અમૃતપૂર્ણ આનંદના ૧૮૫
પ્રસાદ પ્રકટાવી આત્મ મહીં, ભવ્ય ચૈતન્યના
તરંગમય સિંધુઓ હૃદયગાગરે રેલજે.
પ્રિયે! તું થઇ ઓતપ્રોત મુજ જીવને જા ભળી
મહા અરવ શૂન્યમાં ય મુજ સંગ રહેજે હળી ૧૮૯

# ઉર્વશી

[ એક ઊર્મિનાટિકા ]



દુર્ગેશ શુક્લ

# ઉર્વશી

## એક ઊર્મિનાટિકા

## દુર્ગેશ શુક્લ

### થોડુંક પ્રાસ્તાવિક

"Mythology, like a parent's blood, has passed into all the veins of literature, of which it is still one of the sweetest and most persisting currents. What the alphabet is to words, and what words are to vocal or written expression of thought—such is mythology to poetry."

જ્હોન ડ્રીન્કવોટરનું ઉપરનું વાક્ય, કાવ્યોમાં રત્નકણિકાસમ ઓપતી ભૂતકાલીન કથાઓનું મહત્વ સૂચવવા પૂરતું બસ થશે. યુરોપના સાહિત્યમાં તો ગ્રીક કથાઓ અનેક રૂપાંતરો પામી છે. એકે એક કવિએ એ કથાપ્રસંગોને પોતાની વાણીમાં બહલાવ્યા છે. અત્યારે તો પૅન કે જ્યુપિટર કાને પડતાં એ દેવોની આકૃતિ, એમની પરાક્રમલીલા વગેરે કંઈક સ્મરણ જાગે છે, અને સ્મરણમાંથી જન્મતો રસાનંદ પ્રકટાવે છે.

માનવોએ પ્રકૃતિમાં ચેતનનું આરોપણ કર્યું, અને એમની કલ્પના પ્રકૃતિના વિવિધ આવિર્ભાવોમાં કશુંક અભિનવ અને અગમ્ય નિહાળી બાલોચિત સાનંદાશ્ચર્ય અનુભવી રહી. ઇન્દ્ર, વરૂણ, અગ્નિ જેવાં સમર્થ સત્વો સાથે, ઉષા, ઋભુઓ, જળમાં સરકતી અપ્સરાઓ, અને નૃત્ય સંગીતાદિના ઉપાસક ગંધર્વો સમાં સુકોમલ સત્વો પણ જન્મ પામ્યાં.

ગ્રીક દેવતાઓ અને વેદના દેવતાઓમાં એક વસ્તુ ઉડીને આંખે વળગે તેવું સ્પષ્ટ છે. ગ્રીકલોકોના જ્યૂપિટર, એપોલો, નેપચ્યુન અને પૅન સાથે દ્યૌષ્પિતર્, સૂર્ય, વરૂણ, અને પૂષનને સરખાવીએ તો જણાશે કે ગ્રીક દેવોની આકૃતિ જ્યારે અખંડિત એને સુરેખ છે સંપૂર્ણ રીતે કલ્પી શકાય તેટલી સ્પષ્ટ આલેખાઇ છે, ત્યારે આપણા વેદકાલીન ઋષિવરોની સૌન્દર્યદૃષ્ટિ આકૃતિના બાહ્ય અંગાગ ઉપરાંત કોઇ તત્વજ્ઞાનના ગહન વિચારને પણ મૂર્ત કરવાના પ્રયાસો કરતી જણાઇ આવે છે. આ

કારણે વેદકાલીન દેવોની આકૃતિ, તેમની જીવનલીલા, આદિ નક્કી કરવું તે અતિ મુશ્કેલીભર્યું છે. આ દેવોને અંતરિક્ષ, પૃથ્વી અને આકાશના ત્રણ વિભાગોમાં વહેચવામાં પણ મુશ્કેલી ઉભી છે. આમ આપણા દેવતાઓ, નામ પડતાં જ નયન સન્મુખ તરવરતી ગ્રીક મૂર્તિઓ જેટલું નિશ્ચિત સ્વરૂપ ધરતા નથી; પરિણામે તેમનું આલેખન અઘરૂં પડે છે.

કવિતા વસ્તુને નિશ્ચિત સ્વરૂપ આપે છે. અનેક કવિઓ, શિલ્પકારો કે ચિત્રકારોને હાથે વીનસ કે એપોલો સર્વાંગસુંદર નથી થયાં શું? દમયંતી કે અભિમન્યુ કાવ્યોચિત પાત્રો બની કેટલાં હૃદયંગમ બન્યાં છે? તેવુંજ શું આપણા પૂર્વજોએ કલ્પેલાં, ઉષસ કે ઇન્દ્રનાં પાત્રોનું ન થાય? અનેક કવિઓ આ ભૂતકાલીન દેવોની મૂર્તિનું ઘડતર આરંભે, નવા વિચારતત્વે નિહાળે; તત્વજ્ઞાનની નવી કલ્પનાની છોળે એ તેજોપૂંજની કલા સહસ્ર ગણી વધારે; તો ફરીવાર એ લુપ્ત થતી પૂર્વજોની કલ્પનાકથામાં પ્રાણ આવે. અને ગમશેય એ સહુને, કેમકે માનવને હૈયે હજી ઉષા કે સૌન્દર્યદર્શને એની એજ સાનંદાશ્ચર્યની-પૃથાના પ્રથમ પહેલા બાળકે અનુભવેલી-ભાવના જાગે છે, અને જાગશે.

હવે 'ઉર્વશી'ના આ ઊર્મિનાટ્ય પરત્વે થોડુંક. ઋગ્વેદમાં આ સ્વર્ગ જળદેવીઓ, અપ્સરાઓ જળમાં સરનારીઓ વિશે થોડાક મંત્રો છે. ગંધર્વોને પ્રણયલોચને પેખતી અપ્સરાઓ પાછળના વેદોમાં, પૃથ્વીપાળે વૃક્ષોમાં વીણા વગાડતી કલ્પવામાં આવી છે. બ્રાહ્મણોમાં તો નૃત્યકુશળ લાવણ્યમૂર્તિઓમાં તેમનું રૂપાંતર થયું છે. અત્યારે અપ્સરાઓ ઇન્દ્રની સભાની વારાંગનાઓ બની ગઇ છે; અને સોમ, સંગીતનો રક્ષણહાર, અપ્સરાઓનો પ્રિયતમ, કંદર્પ સમાન રૂપવાળો ગંધર્વ સ્વર્ગમાં મૃદંગ ઉપર થાપ દઈ સભારંજન કરે છે.

આ બે સ્ત્રી અને પુરૂષની જોડલી અજોડ હતી! પરંતુ કયારેક ત્યાં પણ બળવો થતો ખરો. કયારેક વરૂણતાતને જળપુત્રીનો આજ્ઞાભંગ સહેવો પડતો. જળપુત્રી ઉર્વશી પુરૂરવસ્ માનવ સહ પ્રણયબદ્ધ થઇ. વરૂણતાતની લાડકી 'મનુજ ક્ષુદ્ર પે' પ્રણય' ધરી રહી. ગંધર્વસમી દેવમૂર્તિ ત્યજી, મનુષ્ય સાથે ચાલી ગઇ. ગંધર્વોના સુવર્ણગૃહોમાં રૂપકલા પૂરવાને બદલે, પૃથ્વીના એક માનવની જીવનકલા બનવાની એને હોંશ જાગી, અને એ પુરૂરવસ્‌ની સહચરી બની. સખીઓની શિખામણ કે સાગરની આણ અવગણી

પ્રેમોન્માદે મસ્ત ઉર્વશી પુરૂરવસૂના જીવનમાં નવવસંતનો ટહુકો કરી રહી.

આ કથા પણ સમય જતાં નવાં રૂપો પામી છે. ઋગ્વેદમાં અસ્પષ્ટ એવો એક ઉર્વશી અને પુરૂરવસ્ વચ્ચે સંવાદ છે પ્રિયતમને અમરત્વ પ્રાપ્તિનું વચન આપી ઉર્વશી ચાલી જાય છે પાછી ફરતી નથી.

શતપથબ્રાહ્મણમાં આ કથા વિસ્તાર પામી છે. અહીં બન્નેનાં પ્રેમનો સમય એક શરતપાલન ઉપર અવલંબે છે. શરતનો ભંગ થતાં ઉર્વશી ચાલી જાય છે. પરન્તુ જળપંખી રૂપે કમળસરવરમાં તરતી ઉર્વશી પુરૂરવસ્‌ના કરૂણ દશા જોઇ, વરસ પછી એકવાર આવવા વચન આપે છે.

તે પછી તો કવિકુલગુરૂને હાથે ચ્હડી આ કથા અમરત્વ પામી છે. 'વિક્રમોર્વશીય' નાટક અનેક સૌન્દર્યપૂર્ણ અલંકારે ઓપતું પ્રગટ થયું અને શકુંતલા જેમ ઉર્વશી પણ અનેકનાં મન હરણ કરતી બની. સહુ કોઇ એ કથા જાણે છે.

એ જ કથા ફરી કહેવાનું કારણ? બે કથાઓના વાચને આ ઉર્વશીની કથા પ્રતિ મ્હારૂં આકર્ષણ વધાર્યું. એમાં એક તો ગ્રીક લોકોની પેલી સુવિદિત સુમધુર પ્રોસરપાઇનના (Proserpine) અપહરણની, ઓવીડથી શરૂ કરી મોરિસ સુધી અનેક કવિઓથી ગવાયલી વાર્તા; અને બીજું તે સમર્થ નાટ્યકાર ઇબસેનનું 'ધ લેડી ફ્રોમ ધ સી' (Fruen Fra Havet) નામક નાટક.

પ્રોસરપાઇનની કથા ઉર્વશી સાથે સામ્ય ધરાવે છે. પૃથ્વીદેવી ડીમીટરની (Demeter) પુત્રી પ્રોસરપાઇન, સીસીલીમાં આવેલા એના (Enna)-ના પુષ્પિત પ્રદેશમાં ફૂલ ચૂંટતી ફરતી હતી, ત્યાં તો એ કુમળું વધુ રૂપાળું પુષ્પ જ પાતાળના રાજા પ્લૂટોને હાથે ચૂંટાઇ ગયું! પ્લૂટો એને હરી ગયો. પુત્રીવિયોગની વેદનાથી ડીમીટરે ચીસ નાખી અને સહુ એને દુઃખે ત્રાસ પામ્યા. રાજા જ્યૂપિટરે મરક્યુરીને પ્લૂટો પાસેથી પૃથા પુત્રી પાછી લાવવા મોકલ્યો. સાથે શરત કરી, કે, પ્રોસરપાઇને પાતાળની એકપણ ખાદ્ય વસ્તુને સ્પર્શ કર્યો હોવો ન જોઇએ. પણ પ્રોસરપાઇને તો એક દાડમ ચાખી લીધું હતું. અન્તે નક્કી થયું કે, ૭ મહીના માતાપાસે અને ૭ મહીના પતિપાસે પાતાળમાં પ્રોસરપાઇન રહે. આમ પ્રોસરપાઇન પાતાળ અને સ્વર્ગ વચ્ચે

સાંકળ સમી બની રહી; જેમ ઉર્વશી પૃથ્વી અને સમુદ્ર વચ્ચે બની તેમ.

ઈબસેનનું નાટક એક સિદ્ધાંતના પ્રતિપાદન અર્થેજ રચાયું છે. વ્યક્તિના સ્વતંત્ર વિચારવ્યાપારમાંથી જન્મતું કર્યજ સાચું હોઇ શકે; બીજાની આજ્ઞાએ કે બુદ્ધિએ દોરાઈ કરેલું કાર્ય નહિ. આ વિચાર Ellida એલિદા પાત્રમાં સરસ રીતે વ્યક્ત થાય છે. સાગરતટથી આવેલી સુન્દરી અલિદાના, ડૉ. વેન્જેલની (Dr Wangel) પરિણીતા છે. પતિની આજ્ઞાઓથી એનું સ્વતંત્ર માનસ ત્રાસે છે. સાગરની એને રઢ લાગે છે. કોઇ અજ્ઞાત મુસાફર (Stranger) એને સાથે આવવા આજ્ઞા કરે છે. એલિદા મુંઝાય છે. મુસાફર અને ડૉક્ટર વેન્જેલ વચ્ચેની પસંદગી એને અકળાવે છે.– કેવો સરસ આ સંવાદ છે!

**Ellida** — But my mind—all my thoughts all the longings and desires of my soul— these you cannot bind! These will rush and press out into the unknown that I was created for, and that you have kept from me.!

**Wangel** — I see it, Ellidia. Step very step you are slipping *from me.* The craving for the boundless, the infinite, the unittainable will drive your soul into the darkness of night at last

**Ellida** — Yes! I feel it hovering over me like black noiseless wings!

અંતે વેન્જેલ સમજે છે. એના દરદીની નાડ એના હાથમાં આવે છે, અને કહે છે,– "Now you can choose your own path in perfect—perfect freedom!" અને એલિદા વેન્જેલનેજ પસંદ કરી પૃથ્વી પર રહે છે.

ઉર્વશીની કથાનું આકર્ષણ આ અવનવીન વિચારમાળાએ વધાર્યું, પરંતુ એનું આલેખન જુદીજ રીતે થયું. પહેલા બે અંકોમાં માનવો જેવાંજ દેહ અને ભાવ ધરતી અપ્સરા ઉર્વશી છેલ્લા અંકમાં તો ભાવના ભરતીનું પ્રતીક બની ગઇ. પુરૂરવસ્ માનવજાતિનો, 'દઇકર લલાટ હા ભરતિ-

ઝંખતા ચંબવું !' વદતો આત્મા બની રહ્યો. આમ સાગરતટે અફળાઇ, વિદીર્ણ થઇ ઉડી જતા મોજાં જેમ, ઉર્વશી સ્થૂલ દેહાદિ ત્યજી સાવ સૂક્ષ્મ બની વિલીન બની. કેવી સત્વેગ એ ઉર્વશી આવે છે અને કેવી સત્વેગ ચાલી જાય છે ? ઊર્મિઓનો સાગરપતિ એકાદ ઊર્મિ આપે અને તે પણ હરી લે એ તે કેવું કરૂણ ? કોની નિર્ધનતા ? કરોડોનો પતિ કણ લૂંટી લ્યે એની, કે ભૂખે મરતો એ કણ જવા દે એની ?

ઉર્વશીનો એમાં શો વાંક ? માનવબાળને કલ્યાણમૂર્તિ યમનો સાદ, તેમ સમુદ્રપુત્રીને સમુદ્રનો સાદ. એ સાદને વશવર્ત્યેજ છૂટકો. ઉર્વશીનો ભાવનાપ્રદેશ અવનવાં સ્વપ્ને રંગાઇ જાય છે. મલયની લહરી કે સાગરની ધીમી છોળો વિહંગમના ટહુકાર કે શ્યામદેહી ખડકોનાં બંધ નયનો એને આમંત્રી રહે છે. ઉર્વશી છળે છે, ન્હાનું એવું બાળક રાતે કુંણી હથેલી છાતી ઉપર રાખે અને ભાર લાગતાં છળી ઉઠે એમ. સાગરખોળે પાછા વળવાની, જળતરંગે ઉછળવાની ઊર્મિ જાગે છે; સાથે સાથે સાથે,

જળચરો હસાવું, વળી
ઢળેલ નયને કુંણા કુસુમપોપચાં ઊંચકી
નિહાળું રસથી ભરી ટમટમંત કીકીમહીં.

કેવીએ સાગરની લલિત મુગ્ધ ક્રીડા ! આપણા પૂર્વજોએ જળચર મટી શા માટે પૃથ્વીને ભારે મારવાનું પસંદ કર્યું હશે ?

નાટિકામાં વપરાયલા પૃથ્વીછંદ માટે તો કંઇ કહેવા જેવું લાગતું નથી. એ છંદના કુછંદથી ઘણા પંડિતોને મુખે તોબરો ચ્હડે છે; પણ શું થાય ? લેખકની વાણી જેમાં સરળ રીતે વહે તે અનુકૂળ છંદ. 'છંદ તો ખોળુંમાત્ર, આત્મા તો વસ્તુ.' તો ખોખા ઉપર શી ચ્હીડ ? ગૂજરાતની કવિતા-કલાની દશા તો પેલા ઘટિકાયંત્રના લોલક'જેવી રહેવાની. ઘડીમાં રાસની ગેયતા પ્રતિ તો ઘડીમાં પૃથ્વીસમા છંદોની ધમધમાટી પ્રતિ હિલોળા ખાધાજ કરશે. પૃથ્વીનો અતિરેક થયે જોજોને પાછાં આપણે કયાં કૂદીએ છીએ તે.

આ નાટિકાના માત્ર બેજ અંકો લખેલા, ને તે પણ ત્રણ વર્ષ પહેલાં. કારણ મનમાં એની સફળતા માટેનો સંદેહ. શ્રી. વિજયરાયે પ્રથમ અંક વાંચી આગળ વધવા સૂચના કરી, પરિણામે એ ચોપાનીયે ચ્હડે છે. એક આ નવી દિશામાં પ્રયોગ તરીકે.

# ઉર્વશી

અંડપૃથ્વી.

પાત્રો

| | |
|---|---|
| પુરૂરવા | વરૂણ |
| ઉર્વશી | જળકન્યકાઓ |

## અંક પહેલો

[ઉષાની ફૂટતી રંગટશરો. પ્રભાતની મનોરમ્ય પ્રભામાં કંચનવસ્ત્રધારી વિશાળ સમુદ્ર અને વચ્ચેજ સાગરની નિંદર તજાવતી જળલહરીઓની છોળે અહર્નિશ સ્નાન કરતો શ્યામ ખડક.

એ ખડક ઉપર, છ જળકન્યાઓથી વીંટળાઇને બેઠેલી, કાળી ભમ્મર લટે લટકતા સમદરપુષ્પે ક્રીડા કરતી સૌન્દર્યમૂર્તિ ઉર્વશી.

કોઇ હથેલી ઉપર મુખારવિંદ ટેકવી, કોઈ દેહલતાને આકર્ષક રીતે લંબાવી, કોઇ જળમાં પગ રાખી કુંડાળા રચતી, તો કોઇ બીજી સખીને અંકે શિર ઢાળી, પણ સહુય ઉર્વશી પ્રતિ ધ્યાન આપી બેઠી છે.

પડદો ઉપડે છે, ત્યારે સહુ વાર્તાલાપમાં મગ્ન છે.]

**પહેલી જળકન્યા.** (આશ્ચર્યથી પોપચાં ઊચકી.)

અરે! પણ અજાણ તું પ્રિતમનામથી યે, સખી?

**ઉર્વશી** (રસથી, જાણે)

સુરખ! માત્ર અજ્ઞાત હું<br>
રસાત્મ પ્રિયનામથી; નવ અજાણ સ્નેહાબ્ધિની<br>
મહા પ્રણયઊર્મિથી.

(આનંદોર્મિં અનુભવતી)

પ્રણયમસ્ત હિંડોલપે<br>
ઝુલે રસદ આત્મ બે નયનમાંજ ઢાળી નયન,<br>
ઉગે હૃદય ઊર્મિં ભવ્ય રસઆશ મીઠી ગહન;<br>
મહા પ્રણયઅબ્ધિને પરમ અંક શું નામની<br>
કશી જરૂર કે, સખી ?

**બીજી જળકન્યા** (મરડાટમાં)

અહો ! વરણનેય શો ઉમળકો ત્હને, ઉર્વશી ? ૧૦

**ઉર્વશી** (રસથી)

અને ઉર મહીંજ છે ઉમળકો, પ્રફુલ્લાવતો<br>
પ્રસુપ્ત ઉર પાંખડી રસમયી સખી ! ફૂંકથી.

(સ્મરણે સરતી)

પણે ખડકપે હતી સુરજતાપ મીઠો સહી<br>
સુતી, જળ હલાવતી, મધુર ગીત ગુંજી રહી,<br>
સદા મન રહી વૃથા સ્વપનમાળ ગુંથી, સખી.<br>
“કદા મૃદુલ આત્મગોખ રસરાજ ગંધર્વની<br>
મહા વિમલ મૂર્તિ દિવ્ય સરશે અહીં સ્વર્ગથી<br>
અને પિયુહુંફે કળી વિકસું હું ય કૌમારની.”<br>
ન ભાન, શમણાં ભરી અધુકડી ઢળી આંખડી,<br>
તહીં સ્વપન મધ્ય એક તરતી કુંણી અંગુલી ૨૦<br>
અડી તરલ પોપચે મુજ, ઉઠી હું બેબાકળી,<br>
જ્વલંત રતિનાથ શી મનુજમૂર્તિ મીઠું હસી,<br>
“પ્રિયે, ઉરવશી જ તું ઉર વસીય મારે” કહી<br>
લઇ કર મને ચુમી, હલમલીય હું ના શકી,<br>
મહા વિસમયે, ભયે શબ્દ એક બોલી નહી.

પહેલી જળકન્યા (સ્મિત કરી)

શબ્દ તું વદે, જુઠડી?
સ્હડી પ્રિયભુજે તરંગ સમ, વૃક્ષપે વલ્લરી
સમી, ભરતિ ચંદ્રદેવ મુખ પેખીં ઘેલી સ્હડે
સ્હડી ત્યમ તું યે, પછી 'શબ્દ એક બોલી નહી'
કહે? શરમ ના ત્હને? ૩૦

ઉર્વશી

મુરખ તું ય શાને થતી?
કથા મુજ પુરેપુરી ન સુણતી છતાં બાળતી
મ્હને? કહુ વદી કુંણા હૃદયભાવ શોષી રહી?

(પળ થંભી.)

'ખસો દુર' પછી કહી ધડકતી સરી દૂર હું.
'સુદૂર, પણ પ્રાણમાં પ્રિયતમે સદા હું રહું'
કહે; વચન શાં કહું ઉર વરાળગોટે ભર્યું.

ત્રીજી જળકન્યા. (સહાનુભુતિથી)

વરાળ નહિ, વાદળાં પ્રણયસૂર્ય સંતાડતાં
હતાં ઉર સખી, ઉઘાડ રસનાથ કેરા થતાં
વિલુપ્ત પળમાં થયાં.

ઉર્વશી

કહે ત્યમ કબૂલ આજ. ૪૦

ચોથી જળકન્યા

અને મનુજ નેહમાં,
અરે! તરફડાટ પૃથ્વી પર વારિકન્યા તણે
લલાટ નિરમાય તે સ્મરણમાં ય આવ્યું નહીં?

ઉર્વશી

સહો પ્રથમ બાણ એ કુસુમબાણના, ને ડસો
મને સહુય સર્પિણી સમ પછીજ આવી અહીં.

(ધીમા પડી)

ઢળે ધસમસી નદી સમદરે, પળે તે સખી,
તરંગ તરશે કથા અકળ પ્રેમઉન્માદની ?
વળી વિમળ ગંગમાત શિવપ્રેમઉન્માદિની
સહે ય વિનિપાત ભવ્ય પૃથિવી પડી, સાગરે
ઢળે કિલકિલાટ સાથ; જડતા તરંગે તદા ૫૦
ઉકેલ પિયુનેહના ગહનપંથ કેરા કદા ?

(નેત્રો ઢાળી)

હું યે ત્યમ ધસી, ઢળી પ્રિય કરે; ન જાણ્યું કંઈ,
પ્રવાહ ઉર ઊલટયો પ્રણયપૂર કેરો જશે
કઇ દિશ ? સહીશ શું ? વિકળ આમ હૈયે બની.

બીજી જળકન્યા (સ્ત્રીસુલભ જીજ્ઞાસાથી)

પરંતુ નવ નામ કૈં ?

ઉર્વશી

કહું અધિર, હું વદી "કવણ કામ કંદર્પનું ?"
સુધાસ્વર ઝરંત મંજુલ રવે સખી,એ કહે,
"પ્રિયે ! પુરૂષ હું, ન નામ કંઇ, આપને નામ કે ?"
અને શરમમુગ્ધ હું વદતી, "નામ ? ના. સ્ત્રી જ હું"
-હજીય સમજી નથી શબ્દ કેમ બોલી શકી- ૬૦
પછી ઉમળકે લિયે સમિપ નાથ મીઠું હસી
લઇ ફરિ ફરી ચુમી, થકવી દીધ હૈયે જડી
"અનામી ?અહ, તું, ન નામ મુજ, હારા, દૈવે મ્હને

નકી દિધ તને, હવે ઉર ઉરે જડી જીવશું.
અનામી! આત્મમાં જીવન સર્વ મારૂં લહું"

(પળભર અટકી)

અને વચન મીઠડાં પ્રણયમંત્ર ફૂંકી ગયા.
અકલ્પ્ય અકળાટ, દા', વિકલ ચિત્ત મૂકી ગયા.
કરોડ રસચિત્ર હા! નયન સન્મુખે ઉતર્યાં
પિયુ પ્રિય તણાં; વળી અદિઠ ઓષ્ટ બે વિશ્વની
સુધા સકલ લૈ રહે સ્વપનમાં સદા ચૂમતા. ૭૦

(વેદનાથી.)

અરે! તરવરે હમેશ પિયુનેત્ર મસ્તીભર્યાં,
તહીં કયમ ભુલાય હા! પ્રણયસ્વપ્નમાધુર્ય આ?

પ્હેલી જળકન્યા

ફક્ત વેદના આટલી,
ત્હને મનુજ ક્ષુદ્રપે પ્રણય, હા! અહિં ઉવશી?

ઉર્વશી (સ્નેહથી)

નિરાશ કયમ થા, સખિ?

બીજી જળકન્યા

હવાં મન હતાશ, આ શિશુહઠે સખિ, તાહરી
મહા સમદરે રમી અવનિ અંક જાશે શમી.

ઉર્વશી

ભુલે કયમ સખી, હવાં પ્રણયઅંક જાવું શમી.

ત્રીજી જળકન્યા

મતિ જ મંદ મોહે, તહીં કશી શિખ તને રૂચે?

**પ્હેલી જળકન્યા** (વિચારે સરતી)

પરંતુ જળકન્યકા અવનિઅંક જીવી શકે ? ૮૦

**ઉર્વશી** (સ્વાસ્થ્ય જાળવી)

મને મન નિરાંત, કે હૃદયસાગરે નાથના
સદૈવ ડુબકી દઇ વિવિધ દાવ હાવાં રમું.
સવેગ ચડવું તરંગ, પછડાટ ખાતી વળી
અહા ! પ્રિયભુજા મહીં; વદ પછી તમા શી રહી ?

(ખડકો બતાવી)

અહીં ખડક શ્યામ આ, સમદરે ઉભા ભૂત શા
પરે, વિકલ વિહ્વલા સમ સવેગ દોડી, ચ્હડી,
ચુમી, ઉર દબાવી પત્થર, અરે ! શી શાન્તિ લહું ?
અહીં અનિલ આ હમેશ મદમસ્ત ઘેલો બની,
લિયે નિજ ભુજા મહીં કમળદેહ હર્ષે અતિ,
પરંતુ પળમાં પળે વિવશ પ્રાણ મૂકી, ક્યહીં. ૯૦
અરે ! ભરતિ ઓટ આ પ્રણયમાં સહું શે સખી ?

(નિશ્ચયથી)

નહીં પળ જીવાય નાથ વિણ, વેણ કૂડાં તમે
વદો, અહ ડસો, વીંખો હૃદયપુષ્પ, આત્મા ચૂંથો.
વૃથા સરવ જ્યાં તરંગ પછડાટ ખાઇ થસું
વિદીર્ણ, જળ પૂરજ્યાં કઠણ કોક કાંઠે ચ્હડી
કરોડ કણ થૈ, ગયું દિશ દિશેજ ઊડી પછી.

**પ્હેલી જળકન્યા**

પરંતુ ક્યમ ભૂલતી વરૂણતાતના રોષને ?
વરી ન જળપુત્રી કો મનુજ, આજ તું લાડકી
પિતાવરૂણની અરે ! ઉદધિઆણ લોપી રહી !

બીજી જળકન્યા (બબડતી)

સુણી અધમ આ કથા સકળ જીવ કમ્પી જશે. ૧૦૦

ત્રીજી જળકન્યા

કુબેરનગરી મહીં અજબ વાત આવી થશે,
"વરે મનુજ અપ્સરા, ધનદ છાંડી ગંધર્વને."

ઉર્વશી (નિઃશ્વાસ મૂકી)

વૃથા સરવ ! હા ! વૃથા !

પ્હેલી જળકન્યા

નિશાકુસુમ પર્ણપે પવનમાં ન થંભી શકે,
ટકે શિખ ઉરે, કદા પ્રણયવાયુ જ્યાં ઘૂઘવે ?

ઉર્વશી

પરમ સત્ય બોલી, સખી.
અને પળ ટકે, નમી કમળ પર્ણ ખંખેરશે
તુષાર જળબિંદુડાં મલયનાથના ચુંબને.

ત્રીજી જકન્ળયા

અકથ વાત ઉન્માદની,
વદે શબદ જે ન એક અહ ! આમ બોલી રહી. ૧૧૦

ઉર્વશી

ઉરે પ્રણય માંડતો ડગ પછી સખી, વાત શી !

બીજી જળકન્યા (તિરસ્કારમાં)

કુળ કલંકિની !

[રોષથી ઉર્વશીનું વદન રાતું થાય છે. અપમાનથી રોષરાતી, કમ્પમાના ઉર્વશી ત્વરાથી ઉભી થઇ જાય છે. એની સુરેખ દેહલતા ગૌરવથી ટટ્ટાર થાય છે. સૂરજ ઉગે અને કિરણકુસુમો વેરાય તેમ એની વેણીનાં પુષ્પો વેરાય છે.]

**ઉર્વશી**

તમે ઉર બળો, જળો, થરથરોય રોષે હવાં.
મને ન પરવા, ન બીક, ભય ના, ન કોની તમા.

[તિરસ્કારથી પીઠ ફેરવી રૂપરાણી ઉર્વશી ખડકની પાછળ ઉછળતા મોજાંઓ ઉપર ઝંપલાવે છે. વિદ્યુતને હૈયે લઇને વાદળી સરી જાય તેમ, સાગરમોજાં એની કોમળ દેહલતાને લઇ દૂર સુદૂર સરી જાય છે. જળકન્યાઓ વદને શોકરેખા ધરી શાન્ત બેસી રહે છે.]

**પહેલી જળકન્યા** (લાગણીથી)

અહો હૃદય ! મોહ અંધ !

**બીજી જળકન્યા**

પ્રણયમસ્ત કેવી હતી ?

**ત્રીજી જળકન્યા**

કથા કરુણ સાંભળી, વરુણતાત કમ્પી જશે.

**ચોથી જળકન્યા**

ચલો સમિપ તાતની.
ઉપાય થકી મોહનું સ્વપન તાત ટાળે નકી.

[દૂરથી ધીરે ધીરે શંખનાદ સંભળાય છે. ચકિત હરિણીઓ સમાં મનોહર નયનો વિકાસી સહુ સમદરપુત્રીઓ પાછળના સમુદ્રમાં નિહાળી રહે છે.]

**પહેલી જળકન્યા**

નકી વરુણતાત એ.

બીજી જળકન્યા (સવિસ્મય)

વરુણતાત !

ત્રીજી જળકન્યા

હશે અહીંજ આવતા ?

ચોથી જળકન્યા

ઘડો સ્વપન કલ્પના કંઇજ તાતથી ગુપ્ત ના.

પાંચમી જળકન્યા.

નકી જળતરંગ આ કરણ વાત ગૂંજી જતા.

છઠ્ઠી જળકન્યા

કશીય રસવાત ના ગુપત.

પાંચમી જળકન્યા (મશ્કરીમાં)

ત્હને ઉર અજંપ કે ?

છઠ્ઠી જળકન્યા (ખભો ઉલાળી)

ઉંહું, નવ મને કશી મનુજ પ્રેમની ઝંખના.

[ શંખનો ઘેરો ગભીર નાદ નજીક આવતો જાય છે. ખડકની પાછળ મોજાંનો ઉછાળ વધતો જાય છે. એક પ્રચંડ મોજું ઉછળી અને સ્થિર થાય છે. ઉપર સમુદ્રનાથ વરૂણની ભવ્ય તેજસ્વી મૂર્તિ સાકાર થાય છે. જળની લહરીએ સમા વળાંક લેતા, કાળાભમ્મર વાળ વચ્ચે સૌમ્ય ભાવો નીતરતું વરૂણનું દેદિપ્યમાન વદન જળકન્યાઓ પ્રતિ વાત્સલ્યભાવે નિહાળી રહે છે. વરૂણનો ગંભીર સ્વર કર્ણે અથડાય છે. ]

વરૂણ

ઉષામૃદુલ, પુત્રીઓ ?

પહેલી (પ્રણામાંજલિ રચી.)

નથી સરલ કોમળી રસમયી ઉષા આજની
કદીય નિરખી પિતા. ૧૩૦

બીજી

સમીપ તાત, આવી જુઓ.
ઉષા સુરૂપ અંગમાં રજસુવર્ણ રંગોળીથી
પુરા અનુપ રૂપ, શી વિમલ આજ હાસી રહી?

ત્રીજી

તપો હરહમેશ તેમ, પણ...

વરૂણ

કવણ કાજ થંભી ગઈ?

ત્રીજી

વદું વચન શાં, કહો? અમ ઉરેય ઉદ્વેગના
તરંગ અહ! તાત, વેગભર આજ ઉઠ્યા મહા.

વરૂણ (સ્મિતધરી)

કથા ઉરવશી તણી?

ચોથી

કથા કુળકલંકની ન તમથી ય છાની જરી?

વરૂણ (સ્નેહથી)

અયે મૃદુલ પુત્રીઓ! કવણ કાજ હૈયે ડરો? ૧૪૦
અને કમળકોમળે હૃદય શી વ્યથા આ ધરો?
હસો, જળ સરો, રમો, મધુર કિન્નરી કંઠથી
સમુદ્રનભ ગુંજવો, સુરજ તેજઅંબારના

ધરી ધવલ અમ્બરો કિલકિલાટ મીઠો કરો,
ન્હડો ખડક, ભવ્ય રાસ રસતા તરંગે સુરો,
ચુમો ગગન, ઝીલતા રસદ આત્મ ગંધર્વના
રહો દ્યુતિ ભરી અનસ્ત રસપૂર્ણ રત્નાકરે.

( અનુભવગાંભીર્ય )

ત્હમે હૃદય ચીંતવો; કદીય વિશ્વવંટોળમાં
જીવે ઉદધિકન્યકા ?
નિરંતર સહે ઉરે ભરતિઓટ જે પ્રાણ, તે 150
સદૈવ નવ પ્રાણુમાં પ્રણયઊર્મિ પોષી શકે,
મહાભરતિના તરંગ પછડાટ નક્કી સહે.
અને ઉદધિકન્યકા, ઉરતરંગ શાં જેમના,
વળી જીવન મુક્ત, એ ભુજ તણાય પાશે, કદા
જીવે ? સ્થિર રહે ઉરોર્મિ ? સહુ કલ્પના એ જુઠી;
સમુદ્રતનયા સદા સમદરો સુહાવી જીવે.

પહેલી (પ્રણમી)

થશે વચન સત્ય તો જીવન ધન્ય માનું; પિતા.

બીજી

પ્રફુલ્લ મન, જો ટળે કુળકલંક કેરી કથા.

વરૂણ

તજો હૃદય શોકભાર,
રમો સમદરે, જરીય નવ ચિત્ત ચિંતા લહો ૧૬૦
કદા ઉદધિઆણુ ના સ્વપનમાંય લોપી રહો. ૧૬૧

[ સહુ કન્યાઓ સ્નેહથી, ભક્તિથી, પ્રણામાંજલી રચી નમન કરે છે. ખડક પાછળનું મોજું નીચું નમે છે, અને તે સાથે વરૂણની મૂર્તિ અદ્રશ્ય થાય છે.

સાગર કન્યાઓના ભવ્ય સંગીત સહ દ્રશ્યને આચ્છાદતો આછો આકાશરંગી પટ નીચે ઢળે છે. ]

●

## અંક બીજો

[ એજ દિવસની ચંદ્રપ્રકાશિત રાત્રિ. આકાશમાં રૂપેરી કિરણો વેરતો ચંદ્ર પૂર્ણિમાની ભરતિ લાવતી ઊર્મિઓ પ્રકટાવે છે. સાગરનો સારોયે પટ એના સ્પર્શ માત્રે, પ્રિયતમસ્પર્શે ખીલી રહેતી યૌવના સમ, ચમકી રહ્યો છે. સાગરના અતલ ઊંડાણમાંથી ધીરૂં, સુરીલું સંગીત વહે છે. પેલા ખડક ઉપર દેહલતાને લંબાવી ઉર્વશી સુતી છે. સાગર જેવુંજ એનું હૈયું ક્ષુબ્ધ છે. ]

**ઉર્વશી** (વિચારવેગે અકળાતી)

રહસ્યમય રાત્રિ! શો તિમિર ગાઢ ઊજાળતો
હિમાંશુ ચમકે! દ્યુતિ પ્રસરતી જળે ને સ્થળે.
પ્રકાશ કણ આ તરંગ તરતા અહા! ચોદિશે.
મ્હને મન વિચારની ભરતિ હા, ઉઠે, કે, અરે!
હશે હૃદયઅંધકાર શશિતેજ મીઠું સર્યું,
નિશા જીવનની હણી દ્યુતિ અનસ્ત પૂરી ગયું?

(નિરાશ થતી)

હશે અગર આહવું? શશિ સમર્પતો આત્મ તું
રુપે ધવલ બિમ્બ સાગર અનંત અંકે, અને
ઝકોળ તુજ પુષ્પ અંગ જળમાં, તદા તાહરા
થતા અણુ અણુ અનેક જળલોઢ મ્હોટે મ્હડી. ૧૦
હુંયે પ્રણયઅંક આત્મ અરપું, શું મ્હારૂં થશે?

(શિર હલાવી)

પરંતુ અહ, શે ભુલું પ્રિતમઓષ્ટસીત્કાર એ?
વિસારૂં ભુજપાશ કંઠરવ મિષ્ટ કર્ણે સર્યો?
મનોરથ, ઉમંગ, હોંશ, રસ, ભાવ એવા કંઈ
સ્ફુરે, પ્રકટ થાય કૈં ઝરણુ, નેત્ર નાચી રહે.
રગેરગ ચડે મહા ભરતિ દિવ્ય આકર્ષણે.

સરે વિશદ શાન્તિ, ભૂત ઝબકી ઉઠે બીકથી
વિચાર મચવે અરે ! મહત વેદના કારમી
અશક્ત રડવા, ઉરે રુગુદિપા ઘણી તે છતાં
પ્રભો ! વિષમ શી દશા ! ૨૦

[ ખડકના પાછળના ભાગમાંથી કશુંક અથડાવાનો અવાજ આવે છે. ઉર્વશી વિચાર તંદ્રામાંથી ઝબકીને ઉભી થાય છે. શાન્તિમાં કોઇનો પદરવ સંભળાય છે; પછી મીઠો સ્વર સંભળાય છે. તે અપ્સરા ઉર્વશીનો માનવ પ્રિયતમ પુરૂરવા, બુધ અને ઇલાનો કંદર્પ સમાન પુત્ર છે. ]

**પુરૂરવા**

પ્રિયે !

**ઉર્વશી** (ઝબકી)

ક્યહાં પ્રિય, ત્હમે ઉભા ?

**પુરૂરવા** (રસ ભરી)

પ્રિયે ઉરવશી !

**ઉર્વશી** (દર્શનાતુર)

પ્રગટ થાવ જલ્દી, તજી
તુફાન, પળ ના રહે ધિરજ, બીક લાગે અતિ.

**પુરૂરવા**

અહીં તુજ સમીપ છું.

**ઉર્વશી** (વિફળ બની)

હજી અસત કાં વદો ? શપથ માહરા પ્રાણના.
વદો કઇ દિશે ઉભા ? કવણ કાજ થંભી ગયા ?
પળો યુગ સમી સહી દરશને ત્હમારા, સખા.

પુરૂરવા (સ્વરમાં અમી ભરી)

પ્રિયે! પ્રિયતમે! ૩૦

ઉર્વશી (ધીમેથી, સશોક)

શબ્દ મિષ્ટ કેવા અહો!

પુરૂરવા

ત્વરા પ્રિય, કરો હું નાવ સહ આપ કાજે ઉભો.

ઉર્વશી (શિર હલાવી)

અહો વિધિ!

પુરૂરવા (ચમકી, નજીક આવી)

અરે! ઉર વિષાદ શો?

ઉર્વશી (હૈયું ઠાલવતી)

વિષાદ, ઉકળાટ, કંપ, અતિ મોહ મૂર્છિત હું.
દગે તિમિર ઊતર્યાં ભયવિચાર ભૂતો લઇ.
વ્યથા અકળ પોપચે જગતભાર રૂહેતી ભરી.

પુરૂરવા (અકળાતો)

વૃથા ભ્રમિત શું બની તુંય તરંગ જુઠે ચ્હડી?

ઉર્વશી (શોકભારે)

ભ્રમિત! ભાન ભૂલી! નકી?
મ્હને સમજ ના પડે, મતિ ય મંદ મારી બને. ૪૦
અસત્ય સત પૂંજમાં સત કયું, ન ભાળી શકે.
કંઇ દિશ ઉરોર્મિ આજ ઉમટે, ન જાણું અરે!
કહો પ્રિય, મનુષ્ય સાથ જળકન્યકા પૃથ્વીને
પટે ય ઉતરી? વસી? દયિતસંગ જીવી? હસી?

(પ્રિયચક્ષુમાં નિહાળતી)

પરિષ્વજનમાં સુગાઢ ગળશું, સ્મિતે રાચશું
સદૈવ? વસશું વહી પ્રણય નિત્ય નેત્રો તણાં?
ઉરોર્મિ શુચિ આપણી, હૃદય હુંફ ઉષ્મા મહીં
હમેશ ઉગશે,? પ્રફુલ્લ કરશે? સુહાવી જશે?
વદો પ્રિય! તરંગ નિત્ય ચ્હડશું મહોલ્લાસમાં?
અને પ્રણયઓટમાં ન પછડાટ આત્મા સહે? ૫૦

**પુરૂરવા** (સશોક)

હૃદય ઠાલવી તું રહી?

**ઉર્વશી.**

રહો, ભરતિ આ પ્રચંડ શમવા દિયો તો ખરા.
અતાગ જળમાં સરે અરવ નાવ આવી કદી
તુફાન મન કલ્પતો અનિલ પાંખ ખ્હોળી કરી
ઘડીક ડુબતી ઘડીક નભ ચુંબને ઊડતી
કરે તરલ નાવને, પ્રિય! અજાણુ એ વાતથી?
અરે! ત્યમ વિચારના અનિલ સામટા ઊછળી
કરે પ્રણયભંગ, આત્મ રસરેલ શોષે, વળી
સુકોમલ તુષાર શા હૃદયભાવ મીઠા હરી

કરે નિરસ પ્રાણને— ૬૦

**પુરૂરવા** (આશ્ચર્યે ડૂબી)

અજબ વાત આ શી કહે?

**ઉર્વશી** (નિઃશ્વાસ મૂકી)

ખરે અજબ વાત; આત્મ પણ અંધ એથી બને.
કુંણે કુસુમઅંગ શલ્ય નિત નિત્ય ભોંકાય, ને

'મનુષ્ય સહ અપ્સરા પ્રણય તૃપ્ત થાશે કદી?
અને ઉદધિકન્યકા અવનિપે પ્રફુલ્લે હસી?'
સ્વયમ્ ઉર હલી પુછે વિવિધ પ્રશ્ન, જાણું નહી?
જવાબ. અહ! ના કશું કઠિન કંટકો તીર શા
કલીજ ખુંચતા? અરે કવણ કાજ કાળી વ્યથા?

[ વિચારની ભૂતાવળે અકળાયલી ઉર્વશીને બાહુમાં લઇ કંદર્પમૂર્તિ પુરૂરવા એને હૈયે ચાંપે છે; જાણે ત્યાંજ મુંઝવણો શમવાની ન હોય! થોડી પળો વીત્યે, એનો સુધામય સ્વર એ શાન્ત વાતાવરણ ભરી દે છે. ]

પુરૂરવા

પ્રિયે! પ્રિયતમે! હવાં હૃદયઝાળ હૈયે જડી
શમાવિશ. ટળી જશે વિપદ, વેદના શોક, ને ૭૦
તુફાન તવ દેહવેલ ભુજ માહરે જે પળે
વિંટાઇ વળશે તદા. ધબક આત્મ કેરી સદા
પછી ધબકશે અહા! ગગનગીતને તાલ દૈ
સ્વરે મધુર. ને અભેદ ઉર પામશે, તે પળે
કહે પ્રિય, ઉરે ન શું પ્રણયસૂર્ય સાચા ઉગે?

(પળ થંભીને)

મનુષ્ય સહ અપ્સરા, અહ! શું જોડ ખોટી દિસે?
પૃથા ઉદધિ એક તો રસતરંગ કેવા ઉઠે?
પછી પ્રણયતૃપ્તિની પ્રિય, પળેય શંકા ધરે?

(દૂરનાં દૃશ્યો બતાવી)

પ્રિયે સરલ! જો પણે ગગનતાત હર્ષે રહ્યા
ધરા ઉર ઝળુંબી. આ વિધુ ય ચૂમતો વાદળી, ૮૦
સમુદ્ર રસપૂર્ણ જો સરિત કોટિ ચૂમે હસી.
પરિષ્વજન આ અનંત દૃગ તું ન પેખે કદી?

(પ્રિયવદન ઊંચુ કરી)

તું યે કમળહસ્તથી લલિત મુગ્ધ ચેષ્ટા કરી
પદે જળ ઉછાળતી સરકતી, અનંગે તહીં
ગ્રહી ખડક, પુષ્પબાણ રતિમંત્ર મૂકી વિંધી.
ત્હને. વિવશ તું બની વિરહદુઃખઝાળે બળી.
શિલા ઉર દબાવતી અદય આશ ઝંખી રહી.

ઉર્વશી (સવિસ્મય)

અરે અરે કહો તમે, સમીપ શું હતા આપ કે?

પુરુરવા (સ્મિત કરી)

યુવાહૃદયઝંખના કહિ ય અન્યથા સંભવે
પ્રિયે? સુર વસંતના મધુર કોકિલા કંઠમાં ૯૦
સદા, ત્યમ યુવા અનંગસુર આત્મ પોષી રહે.
પછી દિવસ એક એ અરવ મંત્ર ગુંજી ઉઠે,
હલે ઉરઘટા, રગેરગ ઉરોર્મિ જાગી પડે.
દૃગો સ્વપનમધ્ય કો વિરલ મૂર્તિ ઝંખી રહે.
અકલ્પ્ય અકળાટ, ભાવ કંઈ દોટ મૂકી ધસે.
વળી વિવશ આત્મ કો અગનઝાળ મીઠી સહે.

ઉર્વશી (આશ્ચર્યપૂરે તણાતી)

સરવ વાત મારી કહો ?

પુરુરવા

કથા સરવની પ્રિયે.
અને દૃગ પડે પછી વિમલ રમ્ય તારુણ્યની
સદા સ્વપન ઝંખી તે, પ્રણયલોચને પેખતી ૧૦૦
તૃષા અધિર પ્રાણની, પરમ મૂર્તિ કંદર્પની.
તદા દૃગ ઢળી પડે, અધુકડાં પરંતુ રહી

જુવે, નયનથી વદે શબ્દહીન વાચા, વળી
સમર્પણુ કરે યુવા મન શરીર આત્મા બધું
ઢળે ચરણુ રૂપવિદ્ધ વપુવેલ કંદર્પના.

(ઉર્વશીનો કર ગ્રહી)

પછી કર લઇ વદે, "પ્રિયતમે સુહાવો મ્હને,
કરો જીવન ધન્ય આપ પગલે પધારી હૃદે.
કૃતાર્થ સુજને કરો. હૃદયરિદ્ધિ જે રંકની
રહો વિષમ કાલકૂંક થકી નિત્ય રક્ષી અહીં.
કરે મૃદુલ શાન્ત ક્લાન્ત ઉર થાય ત્હારા, પ્રિયે. ૧૧૦

ઉર્વશી

અબળ પાસ પ્રાણેશની
બધી અફળ આશ આ.

પુરૂરવા (ન સાંભળ્યું કરી)

ઉગાડ ઉર રાનમાં કુસુમ કોમળાં, તાહરા
કરે મૃદુલ, વારિસિંચન કરી જ રક્ષી રહે
બધોય પરિપાક, ભાવ કુસુમો, મહારિદ્ધિ જે
અકિંચન તણી, પ્રિયે, પ્રિયતમે, પ્રિયે ઉર્વશી.

ઉર્વશી

અવ રહો, હવાં નાથ, આ
કથા નવ સહાય, હા!

પુરૂરવા (વિષાદમૂર્તિ શો)

કહું કવણુ અન્યને હૃદયવાત, ઊંડી વ્યથા?
કથા પ્રણયની અરે! અબુધ લોક બૂઝે કદા? ૧૨૦
રડું કવણુ સાંભળે? કવણુ આત્મ મારી તથા?
રડી ટળવળું મરૂં જગત લોકને શી તમા?

જહીં નિઠુર દૈવ હા ! સુખદ અંક સંતોષનો,
દયા ઝરણનો, સદા શરણ તમ આત્મા તણો
હરે, અહ, તહીં કશી જીવિતઆશ ભગ્નાશને ?

(કપોલે કર ધરી)

અને વિકટપંથ આજ પ્રણયોર્મિ કેરો બને.
થતાં ભ્રમિત તું, અરે ! તિમિર આવરે યે મ્હને.

ઉર્વશી (સશોક)

હું યે તિમિરપાલવે ટળવળી રહી એકલી.

પુરૂરવા

નવ પછી તું એકાકિની,
યદા રસદ આત્મ કો હૃદય ચાંપશે હેતથી. ૧૩૦
સમુદ્ર શમતા બધા સરિત ભાવ, ન્હાની વળી
વિરાટ જલ-ઊર્મિમાં સરિત ઊર્મિ જેવી બની
રહે, ત્યમ બની રહે હૃદયઊર્મિ મ્હારી તું યે.

(શમણાં જગવી)

સ્ફુરંત નવ બુદ્‌બુદો સ્મરણના ત્હને ઉર્વશી ?
પણે ખડકપેં, અહા ! સ્વપન અંક સાથે સરી
અનૂપ શમણે રચી સુખદ સૃષ્ટિ સંસારની,
અને વદન ચૂમતાં જીવન સાર લીધો ચુમી.

ઉર્વશી (સ્મરણે સરતી)

જીવંત સહુ ચિત્ર એ.

પુરૂરવા

અને અચલ કોલથી જીવન એક કીધાં વળી ?

ઉર્વશી

ભુલાય ઉરથી ન એ. ૧૪૦

પુરૂરવા

પછી કયમ મને દમે કઠિન શબ્દ આવે, સખી ?
ચલો જીવન ! નાવ આપણુ વિલંબ સાંખે નહી.
ચ્હડી બસ તરંગ સૌમ્ય શશિતેજ પીવું હસી.

ઉર્વશી

નકી ?

પુરૂરવા

અસત્ય પળ માનતી પ્રિયતમે ? અરે ! હા, વિધિ !

ઉર્વશી (પ્રિયશોકે શોકાતુર બની)

જીવનનાથ ! વ્હાલા ! સખા !

પુરૂરવા (બાહુ લંબાવી)

પ્રિયે ઉરવશી !

ઉર્વશી (કૂદી પડતી)

ગ્રહો કુસુમ દેહ હસ્ત અરપું ત્હમારે, પ્રભો.

પુરૂરવા (ઝીલી, ચૂમી)

પ્રિયે ! ઉરવશી ! ૧૪૯

બાહુમાં લઇ પુરૂરવા ખડક પાછળ રાખેલી નાવ પ્રતિ જવા વળે છે. સાગરના અતલ ઊંડાણમાંથી વેદનાના સૂર, વાતાવરણને ભરી દે છે. ચંદ્ર પુરૂરવસના પિતામહ, મલકે છે. તેજ વધી પડે છે.

ઝીણો જળરંગી પડદો દશ્ય ઢાંકી દે છે. ]



## અંક ત્રીજો

[ થોડો કાળ વીત્યે, એજ સમુદ્રકાંઠાની એક સંધ્યા. આકાશમાં સંધ્યાએ મનોહર રંગોળી પૂરી છે. પવન મંદ વહે છે. સઘળું શાન્ત, નિઃશબ્દ પડ્યું છે. સાગરમાં હવાં અત્યારે, તરંગોનું લાસ્ય નથી. માત્ર આછી આછી લહેરીઓ આવે જાય છે. થોડાંક સાગરપંખીઓ પાંખો પ્રસારી લહેરથી તરતાં હોય છે. સદૈવ તરંગનૃત્યે રાચતા જળહૈયાને ન રૂચે એવી શાન્ત સપાટી છે. ત્યાં વિષાદે ઘેરેલો પુરૂરવા સ્હામે ઉભેલી અકળાતી, મુંઝાતી, અને તરંગે ચ્હડતી સાગરકન્યા ઉર્વશીને સશોક નિહાળતો ઉભો છે. ઉર્વશીની દૃષ્ટિ સમુદ્રની શાન્ત સપાટી ઉપર ઠરી છે. ]

**ઉર્વશી** (શાન્તિ ન સહેવાતાં)

ત્હમે રવ સુણો છ કંઈ?

**પુરૂરવા** (વેદના શબ્દે ભરી)

બધું અરવ લાગતું અવશ આત્મને, ઉર્વશી.

**ઉર્વશી** (અકળાતી)

અરવ? શાન્ત? સૂનું બધું?

**પુરૂરવા** (સવિષાદ)

અચેતન ઉરે પડે શબ્દ? સંભળાયે કશું?

**ઉર્વશી** (શોકપૂર્ણ)

અરર? ભિન્ન કેવી દશા?
સમુદ્ર પટ શાન્ત, શી ઉર તરંગલીલા છતાં?

(ધડકતી છાતીએ હથેલી મૂકી)

અહીં હૃદય આથડે જલધિછોળ, કર્ણે પડે
અનંત અવિરામ ભવ્ય રવ, વારિ હૈયે ચ્હડે
સવેગ, ભરતી ચ્હડે ઉમળકે મહા ભેટવા
અનંત નભ, અંધ હા! કઠણુ સર્વ તૂટી પડે. ૧૦

'ધરો ડગ સમુદ્રપંથ' કહી શબ્દ કોના રહે.
અજાણ પથ ચીંધતી અદિઠ અંગુલી ન્હોતરે
બનું વિકળ, પંથ કો અગમ પ્રાણ ઝંખી રહે.

(સહજ થંભી)

અસત્ય રજ ના કહું પ્રિય, અશાન્ત કેવાં રડે
કહો ગગનનેત્ર મેઘ સહુ ક્ષુબ્ધ દોડી ઉઠે
પછી ? લહર જો ધસે મલયમંત્રથી મસ્ત થૈ
સમુદ્ર પળ શું, કહો, ભરતિ ભવ્ય ખાળી શકે ?
હું યે હૃદયનાથ, પૂર ઉમટે, ન ખાળી શકું

પુરૂરવા

ત્હને અવર ઝંખના હૃદયમાં, પછી વ્યર્થ સૌ.

ઉર્વશી (ચમકતી)

મ્હને અવર ઝંખના ?
સદા પુરૂરવા તણી પ્રણયમૂર્તિ હાસે જહીં ૨૦
હૃદે, નયનમાં, રગેરગ...

પુરૂરવા (વચ્ચેથીજ)

અહં ! પ્રણયમૂર્તિ એ, ઉર્વશી ?
પ્રયાણ કરતા ડગો કદિય કલ્પિયા, શું નહીં ?
સુકોમળ સુરેખ કુંકુમકિનાર પાદાંબુજ
હવાં પ્રતિપદે ઢળે હૃદય વજ્ર શા, છૂંદતા
ઉરોર્મિ, તવ શી દશા પ્રણયમૂર્તિ કેરી, પ્રિયા ?

ઉર્વશી (પોપચાં બીડતી)

તમે મુજ વિષાદની જરી કલ્પના તો કરો.
રડું નયનથી તદા જળ વહી મહાવેગથી
દગે સ્વપનદેશની સહજ તેજછાઇ કુણી ૩૦

રચે વિમલ ભોમ, ચિત્ર નવલાં અનેરાં મહીં
થતાં પ્રકટ; નેત્ર શે પ્રિય હું બંધ રાખું તહીં ?

પુરૂરવા (કટાક્ષથી)

રસદ ચિત્ર ગંધર્વનાં ?

ઉર્વશી (કમ્પીને)

અસહ્ય ઉપહાસ આ.
અરે ! નવ ઉરે દયા વ્યથિતની, કુંણા પુષ્પની ?
શશાંકકિરણો ચહું રવિસમા તપો તે ઘડી.

(સ્વપ્ને સરતી)

કઠોર વચને વધે વિષમ તીવ્ર આ વેદના.
પળે પ્રતિપળે બને હૃદય વ્હાવરૂં કૂદવા
સમુદ્રજળપેં, અહો ? રસતરંગપેં ખેલવા.
પદે જળ ઉછાળવા, મધુર ગીત કો ગુંજવા. ૪૦
ઉરે રવિ હિમાંશુનાં સુભગ તેજ ઝીલું સદા,
'અરે ! અવરપેં પિયુ પ્રણય' ભાન જાગે તદા
ઉષા, લલિત સંધિકા, રજનિના ન સંતાપના
રહે ન કંઇ પાર, શી મધુર મસ્તિ કેરી મઝા ?

(ખડક સૂનાં જોતી)

અરે ! અરવ એકલા ખડક શ્યામદેહી તણાં
ઉછંગ અવ ઉર્વશી વિણુ નકીજ સૂનાં થયાં.
ફરી બસ ઉમંગભેર, રસભેર, મસ્તિ ભરી
રગેરગ ધસી પડું; કિલકિલાટ મીઠે ભરૂં
વિશાળ જળકોતરો. જળચરો હસાવું, વળી
ઢળેલ નયને કુંણા કુસુમપોપચાં ઊચકી ૫૦
નિહાળું રસથી ભુરી ટમટમંત કીકી મહીં.

**પુરૂરવા** (ઘેલી સમ જોઈ, મુંઝાઇને)

પ્રિયતમે !

**ઉર્વશી** (ભાનમાં આવી)

અરર ! સ્વપ્નઘેલી બની.
ક્ષમા પ્રિય, અભાન હું વચન કોઈ કૂડું વદી.
તરંગ તટ આફળી ઉર અશાન્ત મારૂં કરે,
સરવ બુદ્ધિ મારી ડૂબે.

**પુરૂરવા**

બધૂંય શમશે પ્રિયે, ઉર તુફાન તારૂં શમ્યે.

[અકળાતી, મુંઝાતી ઉર્વશી ગરીબડું વદન સાગરસપાટી પ્રતિ રાખી ઉભી રહે છે. એના કમળકોમળા કર ડોકે લટકતી કમળમાળના પુષ્પોની પાંખડીઓ ચૂંટી, ચૂંથી નાખતા હોય છે.

દૂર દૂર સૂરજદેવ ડૂબી જવા નીચા ઉતરે છે. વાતાવરણ શાન્ત છે. એક સાગરપંખી ઉર્વશીના શિર ઉપર ચકરાવો લઇ, ટહૂકી, પાછું સાગર પ્રતિ ઉડી જાય છે.

સહજ ધ્રૂજીને, ચમકીને, ઉર્વશી ટટ્ટાર બને છે.]

**ઉર્વશી** (ગળગળી બની)

વરુણતાત એવું વદ્યા ?
નકી ? સ્મરણ માહરૂં પળ ન તાત ભૂલી ગયા ?

(ડૂસકું ખાઇ)

ભુલે કયમ ? કહી કહી ઉરવશી, ન વાત્સલ્યના ૬૦
ક્ષણે ય હળવા થયાં ઝરણ તાતહૈયા તણા.,
પળે સ્મિત ન ઓસર્યાં જનકઓષ્ટ ઔદાર્યનાં.
અરે ? નિઠુર હું જ, અંશ ઉર ના દયાનો, પિતા.

પુરૂરવા (અકળાઇને સ્વગત જેમ)

ભ્રમિત ચિત્ત ત્યાં શું કરૂં ?

જહીં તરૂ ય ભૂત શા, સરિત કાલ શી પુષ્પમાં
મહા મણિધરો સુતા, મલય અગ્નિજીહ્વા સમો.
કઠોર જહીં પંખીના કિલકિલાટ ! હા, દૈવ, હા !

ઉર્વશી

દશે દિશ ભરી અરે ! વચન આમ ગુંજી રહે.
"ધરો પદ પિતાગૃહે ઉદધિપુત્રી હાવાં ત્હમે.
જ્યહાં ઉગમ ત્યાં થવું વિલય. તાતઆદેશનો ૭૦
વિરોધ નવ સંભવે."

પુરૂરવા (ઉર્વશી સાંભળે તેમ)

પ્રપંચ, છળ સર્વ આ અધમ દુષ્ટ ગંધર્વના

ઉર્વશી

તમે ક્યમ વિસારતા પરમ સત્ય પ્રાણેશ, આ,
સમુદ્રતનયા ઉરે ભરતિઓટ કેરી સદા
સહે પ્રબળતા ? વળી હૃદય ઊર્મિકેરી કલા
રૂપાંતર મયંક શા વિવિધ નિત્ય રૂહેતી સહી ?

પુરૂરવા

હૃદય ! ઊર્મિ ! હાવાં અરે !
કશાં સ્વપન કલ્પના ?

ઉર્વશી

કલા કનકપાત્રમાં ધવલ પૂર્ણ ચંદ્રેશની
ભરી, ગટગટાવિને, રસદ મત્ત ગંધર્વ સૌ ૮૦

લઇ અનિલ સાથ, દિવ્ય અવિરામ સંગીતની
વહાવી રસછોળ, મુગ્ધ જળકન્યકાઓ બધી
સવિસ્મય સુણે અલૌકિક અનંત સંગીતની
સુરાવલિ જહીં પણે ખડકપેં, તહીં ઊતરે
સમુદ્રતનયા સહે વિવિધ નેહચેષ્ટા તણી
ધરી હૃદય આશ; તે પળ પ્રચંડ કમ્પાવતી
દઈ હણુહણાટિ, અગ્નિશિખ કેશવાળી છુટી
મુકી, શિખરફાળ દે, વદન ફીણ જાતાં વહી,
કરાલ વિકરાલ કોડ હય પાણીપંથા તહીં
પિતા વરૂણના, અજાણ રતિનાથચાપલ્યથી ૯૦
અનૂપ સરલા સમુદ્રતનયા સહુ રક્ષવા
ચ્હડે મલપતા મહાભરતિ વ્યોમચૂંબી સમા.

(ધીમા પડી)

કદી જળતરંગના ભિષણ નર્તનો નાથ; આ
પડયાં નયન ?

પુરૂરવા (નિશ્વાસ નાખી)

વિસાત અહ ! ક્યાં, જહીં તવ તરંગનૃત્યે સદા
રહ્યું ઉછળવું, પ્રિયે ?

ઉર્વશી

વિષાદ અળગો અરે ! પ્રિય. પળેય થાશે નહી ?
વસે ન ઉર પુત્રીને ભરતિ તાતહૈયા સમી,
કરાલ ગતિ ઓટનીય ?

(હૈયે હાથ મૂકી)

ક્ષણે ધસમસે મહાનદ પ્રચંડ અજ્ઞાત કો ૧૦૦
સમુદ્રદિશ ચિત્તબુદ્ધિ વમળે ઘુમી ડૂબતી

અમાપ જળમાર્ગ માત્ર જ તરંગ જાવું ચ્હડી.
અને ક્ષણપછી શમ્યે ભરતિ, ઓટ આત્મા સહે.
શમે સહુ તરંગ, મંદ થડકાર હૈયે પડે.
સુદૂર પળતી ઉરોર્મિ સહુ શોકભારે નમી
ઢળે જલધિઅંક નીંદર અનંત આશાધરી.
તુષાર સમ ઓટભાર મુજ પુષ્પ અંગાંગની
હરે વિમલ ઊર્મિ; અંતર દશા ન કારુણ્યથી
છલોછલ ભરી ? દયા ઝરણ ઝંખતી ? રે ! હવાં
વળે હૃદયભાવ સૌ ગૃહભણી જવા નાથ, હા ! ૧૧૦

[અટકે છે, કેમકે સાગરમાંથી સ્વર ઉઠે છે. સપાટી હલી રહે છે. એક જળકન્યા સાગરમાંથી અડધી બહાર આવી, તાળી પાડી, સુરીલે કંઠે સખીવૃંદને બોલાવે છે.]

**પ્હેલી**

ઇલા, સુનયના, કલા, અરુ, તલા, સુકેશી, પ્રભા.

[સુરેખ દેહલતા પાણી ઉપર લાવી, જળકન્યાઓ સખીની ચોપાસ વીંટાઇ વળે છે. નેત્રોમાં પ્રશ્નો તરે છે.

**બીજી**

કશું નવિન ?

**ત્રીજી**

કહ્યું વરુણતાતને, 'નવ સહાય હા ! ઓટની
પળેય અવ શાન્તિ ઘોર ?'

**ચોથી**

શમી ભરતિ સાથ ઊર્મિ ઉરનીય, શી દૈવની
વિચિત્ર ઘટના, ઇલા ?

પાંચમી

મ્હને બસ ગમે સવેગ રહુડવું તરંગે, પ્રભા.

છઠ્ઠી (મશ્કરીમાં)

અને વદન વ્યોમનું ય ચુમવું ?

પાંચમી

પડી ન કદિ તુંય પાછળ, પછી ઉપાલંભ શા ?

[સહુને મુખે સ્મિત વિલસે છે. ઉર્વશી પુરૂરવા સવિસ્મય આ વિચિત્ર ઘટના નિહાળી શાન્ત ઉભાં રહે છે. પહેલી જળકન્યા સસ્મિત સહુને શાન્ત રહેવા સૂચવે છે.]

પ્હેલી

રહો, અવ સુણો સવિસ્મય કથા કુલોદ્ધારની, ૧૨૦
પળે ઉરવશી ફરી ઉદધિઅંક; શી આ ઘડી ?

[હર્ષના મંજુલ સ્વર સંભળાય છે, ચારે દિશામાં.]

બીજી

કવણ ઓષ્ટ સુણ્યું, સખી ?

પ્હેલી

વરુણતાત આવું વદ્યા,
ગૃહે પિતુતણા વળે ઉરવશી, સુસત્કારની
પ્રસન્ન કરતી રચો વિવિધ ઇન્દ્ર કેરી છટા
ધરી વિહસતી અનેક રચના; સુસંગીતની
લહેર મૃદુ મીઠડી જલપટે પ્રસારો, કરી
સુભંગ વપુવેલના જલ તણા ફુવારા રચો;
તજી ઉરઉછાળ શાન્ત કુમળી ઉરોર્મિ ધરો;
સિતાર, મૃદુ બીન, વીણુ મધુ મંજુ સંગીતની ૧૩૦

સહે ઝણણવા હિયો; પ્રણય પૂર્ણ હૈયે ત્હમે
સુતા પ્રિય તણું સુસ્વાગત અપૂર્વ હર્ષે કરો.

**બીજી** (સાનંદાશ્ચર્યથી)

અકલ્પ્ય અહ ! શી કથા !

**ત્રીજી**

વળે ઉરવશી ગૃહે, મનુજ બાહુ હૈયે ઢળી
બની પ્રણય સોમ, પાન થકી મસ્ત, પ્રેમાંધ શી ?
રહસ્યમયિ એ આ કથા ?

**ચોથી** (હસીને)

અગર દેવ ગંધર્વનાં
રહી જ રસપૂર્ણ ચુંબન તણી ઉરે ઝંખના ?

[પુરૂરવાની સૂચક દૃષ્ટિ ઉર્વશીને વદન રતાશ જન્માવે છે.]

**પાંચમી** (જ્ઞાનના ગાંભીર્યે)

ક્ય હીં મનુજ, ક્યાં ઉરોર્મિ પ્રબલા ? ઉરે પલ્વલે
શમે વરતુલે ટુંકે ભરતિ આભચૂંબી કદા ? ૧૪૦
મનુષ્ય ! અહ ક્ષુદ્ર હીન, નિજ પંડ સીમા તજી
કદી દૃગ ભવિષ્ય ભૂત રસથી ન ઊકેલતાં,
કદી ડગ ભર્યાં ન સીમ સ્થળકાળને લોપવાં,
કદી ન ભુજ વિશ્વ આભ ભરતાં, ન રે ! ઝંખના
અગાધ અવકાશની, ક્ષિતિજની, પૃથાની, ન વા
રહસ્યમય મેઘનાં સુરૂપ કોટિ ચિત્રાંકનો
તણી; સ્થિર ન ચિત્ત, વિશ્વ કવતું સુમંજુસ્વરે
પડે બધિર કર્ણ મત્ત જગના, વિસંવાદના
રવે અતિશ ક્ષુબ્ધ ?

ક્ય હીં ભરતિ છોળ, ક્યાં મનુજ દેહડી રંક; ક્યાં ૧૫૦
મહા પ્રણય ધોધ, ક્યાં શિવ સમર્થ કેરી જટા ?

[સહુ ગભીર વદને શાન્ત રહે છે. કોઈને કશું બોલવું સૂજતું નથી; એટલે-]

**પહેલી** (મીઠો ઠપકો દઈ)

કશી વદન શોકછાય ?
ગભીર સહુ શોકમૂર્તિ સમ આમ પાષાણ શી
ઉભી ક્યમ ? પળે ગૃહે ઉરવશી ન પ્રેમોર્મિનાં
તરંગ હૃદયે ન્હડે ? પ્રિય સખી તણા સ્વાગતે
ઉરે ન રસ હર્ષ કૈં ?

(સહુ સળવળે છે)

સમુદ્રપથ આવતી સુતનુ કન્યકા લાડકી
ઉછંગ રમવા, પ્રફુલ્લ હસવા, નિહાળી ઉરે
વિરાટ હરખે. વિમુક્ત નિજ અંશ આજે વળે
ગૃહે, ઉદધિઅંક શાશ્વત અનંત નિદ્રા મહીં ૧૬૦
સુનેરિ શમણાં લસંત નિરખે. ગૃહે તાતના
અકલ્પ્ય રસચંદ્રિનાં, નભ વહંત ભાગીરથી
તણાં, તરલ તારકે તગતગંત વારિવહન
અખંડિત ઉરપ્રભા, વદન તેજ પૂર્ણેન્દુનાં
જહીં સુરભિ રમ્ય ગાલ ધરતી ઉષા સન્ધિકા
સદૈવ. વહતો જહીં મલય મંદ, સોમે ભર્યાં
લસે કનકપાત્ર કોટિ સહુ ઓષ્ટ આમંત્રતાં
તહીં; અવ સુરેખ દેહ રસમૂર્તિ શી ઉર્વશી,
સખી પ્રિય, ધરે કુંણા કમળપાય શી હર્ષની
અમોલ પળ ! શો પ્રસંગ ! ૧૭૦

(અટકીને, સહજ)

હવાં દઇ મૃદંગથાપ, લઇ ખંજરી, નૃત્યની
સહે રણકવા દિયો પદનુપૂરની ઝાંઝરી,

વિરામ નહિ લેશ ધન્યપળ ઉત્સવે, ઊર્મિ સૌ
મચો, મૃદુલ તાલ કોમલ હથેલી કેરો દઈ
અનંત રસ રાસમાં. વરુણતાતઆજ્ઞા સહુ
ધરો શિર, રચી કુંણા કર તણી પ્રણામાંજલિ.

[સહુ વારિનાં સત્વો મંજુલ નાદે સ્વાગતનું સુમધુર ગીત ગાય છે. સાગર પટ સંગીતરવે છવાઇ જાય છે. ઉર્વશી ઉછળતે અંતરે, મૌન રહી સાંભળી રહે છે.]

સાગરને પાળ પાછાં આવો હો સુન્દરી,
સાગરને પાળ આછાં સોણલાં હસે.
સાગરની ચુંદડી સ્વીકારો હો સુંદરી,
ચુંદડીને કોર કોટિ હીરલા ઝગે.

[ગીત શમી જઇ માત્ર ધ્વનિરૂપેજ રહે છે. શબ્દ સ્વરમાં લય પામે છે. ધીમી ધીમી સંગીતલહરી ચાલુ રહે છે.

ઉર્વશી અને પુરૂરવા મૂઢ, મૂક એકબીજા પ્રતિ નિહાળતાં ઉભાં છે. સમુદ્ર-તટે ભજવાયલી લીલા અને નિમંત્રતું ગીત બન્નેમાં ભિન્ન ભાવો પ્રકટાવે છે. ઉર્વશીના વદન ઉપર સ્વાર્પણ, ઉદધિસ્વામિત્વના સ્વીકારની ભાવના છે. અબળ બની, યુવતી એ ભવ્ય 'અહીં, અહીં' એવા દિવ્યનાદને વશ વર્તે

છે. વાચા અશકય બને છે. આકર્ષણ, સાગરનું, પ્રબળ બને છે.

પુરૂરવા દીન વદને, સશોક, સઘળુંય સમજી, ભાવિને આધીન બને છે. ઉર્વશી સાગરના જળમાં ઉતરે છે.]

**પુરૂરવા**

પ્રિયે !

[ઉર્વશી વદન ફેરવી કરૂણ દૃષ્ટિથી પુરૂરવાને નિહાળે છે. જવાની આજ્ઞા યાચતી દીન દૃષ્ટિ પુરૂરવાને હૈયા સોંસરવી જતી લાગે છે.]

પુરૂરવા

અરે ! પ્રણયઅંધ પ્રાણ !
પળે ય નવ કલ્પના પ્રણયમગ્ન હૈયે ઉગી.
સમુદ્રતનયા ઉરે ભરતિઓટ પ્રાબલ્યની ૧૮૦
સમાન ગતિ.

[ફરી ઉર્વશી દીન વદને આજ્ઞા માગતી હોય તેમ દૃષ્ટિપાત કરે છે. પુરૂરવા ભાંગેલે હૈયે રજા આપે છે.]

સ્મિતાંકિત સમુદ્રની વિમલ ચુંદડી, સુન્દરી,
સુરેખ તવ દેહવેલ પર ઓપશે નિત્ય, એ
નિહાળિશ ભરી ભરી દૃગ અહીંજ બેસી સદા.
રહીશ ગતકાલના સ્મરણચિત્રસામર્થ્યથી
ટકાવી મૃત પ્રાણ, તું અરવ ધન્ય એવી પળે
દઇશ ઉર કોમળે મૃદુલ પાય; આશા ધરી
અહીં વિરમવું રહ્યું હૃદયભગ્નને, ઉર્વશી.

[ઉર્વશી આગળ ડગલું ભરે છે. સાગરનું આકર્ષણ પ્રબળ છે. ગીત ફરી ગુંજી રહે છે.]

સાગરને પાળ પાછાં આવો હો સુન્દરી,
સાગરને પાળ મીઠાં સોણલાં લસે.
સાગરની ચુંદડી સ્વીકારો હો સુન્દરી,
ચુંદડીને કોર કોટિ હીરલા ઝગે.

[ઉર્વશી ધસી જાય છે. સાગરતાત વિશાળ મોજું એને લેવા મોકલે છે. એને અંકે બેસી ઉર્વશી સુદૂર વહી જાય છે. બેબાકળો પુરૂરવા 'ઉર્વશી' 'ઉર્વશી' એમ બૂમ મારી, શાન્ત બની, પાસેના પત્થર ઉપર બેસી જાય છે.]

પુરૂરવા (શોકપૂર્ણ સ્વરે)

મનુષ્ય અહ, ક્ષુદ્રના જીવનનૃત્યકારુણ્યની
કલા અચ વિરાટ ! અંતર પળેય કલ્પી કદા ? ૧૯૦

(મસ્તક દબાવી)

અહીં અવનિઅંકપે,<br>
અહીં રજનિપાલવે કરુણ ભાવિ આવું, પ્રભો !<br>
દઇ કર લલાટ હા ! ભરતિ ઝંખતા થંભવું. ૧૯૩

[એક પંખી ટહુકતું ઉડે છે. સાગરરંગી પડદો દશ્ય ઢાંકી દે છે.]



[ ટૂંકાં પ્રસંગકાવ્યો ]

## ગૃહત્યાગ

સુન્દરજી ગો. બેટાઈ



## શિક્ષકનું સ્વપ્ન

બાદરાયણ



## પુત્રજન્મ

મોહિનીચન્દ્ર



## ભૂતિયો મહેલ

રમણલાલ સોની



## શિવાજી માલોજી

પ્રભુદાસ કાલીદાસ વ્યાસ



# ગૃહત્યાગ

## સુન્દરજી ગો. બેટાઇ

(પૃથ્વી)

હજી અવનિ-છેડલો તિમિર કેમ છોડે નહિં ?
પ્રભાત થઈ શૂન્ય આમ અનિલે વહે મન્દ કાં ?
નહિ શ્રવણ કાં પડે પુનિત મંગલાના ધ્વનિ ?
હજી નહિં ઉઠી હશે સરલ સાધુની મંડલી ?
ન કાં પ્રગટ ભક્તિ-ગંગ સમી સૌમ્ય મીરા સતી   ૫
પ્રવાહ નિજ આત્મના પુનિત ગાનનો રેલતી ?

(અનુષ્ટુપ)

ભક્તિની પીમળે મોંઘું કૃષ્ણના ધામના સમું,
હતું ભવન જે કાલે, આજ તે શૂન્ય શું પડયું.

(વસન્ત.)

સંસાર દોષતણી ઝેરભરેલ જ્વાલા,
તેથી સુદૂર, રચી જીવન-સૃષ્ટિ બાલા,   ૧૦
આત્મસ્થ કૈં વિકસતી નિજ ભક્તિવેલ
સીંચી રહી વિમલ કૃષ્ણજલે અમોલ.

(અનુષ્ટુપ)

ભક્તિ પીયૂષનું પાન શકયું જગ ના સહી;
મીરાની ભક્તિને એણે વિકારમદિરા કહી.

(સ્રગ્ધરા)

રાણે સંદેશ ક્હાવ્યો, "સહન અતિ કર્યું ના હવે તો ખમાતું, ૧૫
મીરા, જો કૃત્ય ત્હારું, મુજ કુલવિધુનું તેજ જો ઝું ખવાતું,

લોપે તું નિત્ય માઝા, જગત ભટકતા સાધુનો સંગ સેવે,
ને તું રહેતી સદાયે મુજ વિમુખ બની નાચ ને ગાન માંહે.

(અનુષ્ટુપ)

કુઢંગ આ બધા છાંડી રાજની રીતમાં રહે:
રાણીપદ તજી શાને સાધુના સંગમાં વસે?" ૨૦

(દ્રુત.)

શ ત ફ ણા ધ ર નો ઉ ર મ ર્મ માં
વિષમ ડંખ થયો શું અચિન્ત્ય આ?
યુવતિને મુખ શું વિષશ્યામતા?
સરલચિત્ત સતી બની વ્યગ્ર કાં?

અસહ્ય ઝેર મીરાં ગઈ જીરવી, ૨૫
કરી વિસર્જન સાધુની મંડલી,
કઠિન કૈં નિજ અંતરને કરી
ત્વરિત નિશ્ચય એ ઉર ઉચ્ચરી:

(અનુષ્ટુપ)

"રાણાનો દેશ હું છાંડું; ના છાડું કૃષ્ણ–ભકિતને,
વસુધા વિસ્તરી છે આ મ્હારા શ્રી વાસુદેવની. ૩૦
કૃષ્ણને હૃદયે ધારી સ્થાને સ્થાને જઇશ હું,
ભક્તિની લ્હાણ મોંઘેરી ઘેર ઘેર દઇશ હું."

(મન્દાક્રાન્તા)

આણેલી જે પિતૃસદનથી સેવિકા સાસરે તે
ભકિતસ્રોતે વિમલહ્રૃદયા સ્વામિની–સંગ ન્હાતી;
બોલાવીને હૃદય સરસી આજ એને ધરીને ૩૫
બોલી "બ્હેની! અવ વિસરજે, જાઉં હું દૂર આજે.

(વસન્ત.)

"મ્હારો ધર્યો હૃદયમન્દિર કૃષ્ણ મ્હેં તો;
આ મૂર્તિ કૃષ્ણતણી સાચવજે હવે તું;

સેવા અનન્ય હૃદયે કરજે સદૈવ;
સંભારણું મુજ હું અન્ય ત્હને શું આપું ?" ૪૦

(અનુષ્ટુપ)

"બોલાવી સાંઢણી આવી સજી બ્હાર ઉભી રહી,
બોલાવે એ મ્હને; જાઉં, પ્રેરે છે મુજને હરિ."

(દ્રુત)

ત્વરિત એ નૃપમન્દિરને તજી
ઝડપથી નિજ સાંઢણીએ ચઢી;
અનિલ શી ઝટ સાંઢણી ઉપડી, ૪૫
ઝણઝણી ઉર-તન્ત્રિ મીરાતણી.

(માલિની)

અનિલમહિં સ્વરો એ ગાનના મૂક રેલ્યા;
ક્ષિતિજ તિમિરદ્વારો ના પ્રકાશે ધકેલ્યાં;
સમિર રહી રહી શું મન્દ નિશ્વાસ નાખે ?
કદિ ય નહીં હવે એ ભકિતના ભાવ ચાખે. ૫૦

(અનુષ્ટુપ)

સ્વપ્નથી ઝબકી રાણો શૂન્ય શો કંઇ નીરખે
'ગઇ મીરા ? ગઇ ક્યાં એ ? ગઈ શું ?' એમ ઓચરે.

---

ગૃહત્યાગની અનુપૂર્તિ

રાણા ત્યાગું હું તમ દેશ
ધોઇશ લાગી તમકુળ મેશ

હું તો હરિની લાડિલી, મ્હારે શાં કુળને શા દેશ ?
અવની મ્હારે આંગણું ને વિશ્વ સકલ આ દેશ.
વિલસે જ્યાં ત્યાં કૃષ્ણજી મ્હારો ભર બ્રહ્માંડ સદાય;
મીરા મનભર પરમ મૂલ્યનાં કૃષ્ણ સલિલમાં ન્હાય.
રાણાજી ! હું સાંભરૂં તો અનિલલહરની માંહ્ય–
જોજો, મીરા-હરિ પેખશો, જ્યાં હરિ ત્યાં નિત્ય મીરાય.

# શિક્ષકનું સ્વપ્ન

### બાદરાયણ

રમે હસે બાળક કૈંક છૂપાં,
પાટી પરે કૈંક લખે, ભુંસે વળી;
કો પ્રૌઢ શા શાન્ત રહેલ બેસી,
કો વાંચતા, કો કવિતા ય ગુંજતા.

ઘડી ઘડી શિક્ષકને નિહાળતા, ૫
ને વાતમાં લીન વળી બની જતા.
ને આસનેથી કરી દૃષ્ટિ ઊંચે
જોતા ક્વચિત્ શિક્ષક બાલ શું કરે.

છે પાટિયા ઉપર કૈં લખેલું
તે જોઇને બાલક સૌ લખે છે. ૧૦
જે વર્ગમાં બાલ વડો ગણાય
તે ધ્યાનથી સર્વ નિહાળતો રુહે.
અને વિરાજી નિજ આસને ત્યાં
થૈ સ્વસ્થ બેઠા ગુરુજી દિસે છે.

બે પાયની વેલ ગુંથી પ્રસારી ૧૫
છે ગોઠવી ટેબલની પરે એ.
પવિત્ર છે એ ચરણો, પવિત્ર કૈં
છે અન્ય વસ્તુ વળી સન્નિધે પડી.

સોટી પડી કોમળ બાળકોની
ધાત્રી વિધાત્રી જગમાં ગણાય જે; ૨૦
સંરક્ષતી ચેતન પ્રેરણા દઈ
ને જ્ઞાન કેરા ચમકાર દાખવે.

પાસે પડ્યું પુસ્તક એક ખુલ્લું
પ્રકાશતું જ્ઞાન સ્વયં સદૈવ જે;

નામાવલી બાળક સર્વ સંગ્રહી ૨૫
પોથી ખુણે એક પડેલ છે વળી.

સરે સકલ બાલ, વર્ગ સરતો અને નેત્રના
પ્રસુપ્ત દ્વય તારકો જગત સ્થૂલ દેખે નહિં.
શું આ સ્વપન નીંદ વા ગુરુજી કાંઇ જાણે નહિં;
પરંતુ કંઇ અન્ય સૃષ્ટિ નિજ પાસ થાતી ખડી. ૩૦

"નવીન ના આ કંઈ યે જણાતું,
છે ભવ્ય આ દર્શન ભૂતકાળનું.
મ્હેં શીખવ્યું બાલકને સદા ય જે
પ્રત્યક્ષ તે આજ નિહાળતો અહિં."

પ્રબુદ્ધ નૃપ કૈં, શિવાજી સમ શૂરવીરો વળી ૩૫
અમાત્ય કંઈ, કૈંક ધર્મગુરૂઓ પડે દૃષ્ટિયે;
અને સકલ જીવને ગુરૂતણી પ્રભા ઓપતી,
નિહાળી ગુરૂજી હસે સ્વપનમાં મહા ગૌરવે.
અને મનમહિં વિચારસરણી ઉઠે ગૂઢ ત્યાં—

"કબીરનો જે વડ વિશ્વમાં વડો ૪૦
તે પાંગર્યો એક જ બીજ સૂક્ષ્મથી;
કૈં માનવી જીવન પાંગર્યાં અહિં
તે બીજના પોષક સૌ અમે છીએ.

મહાન નરનારીઓ જગતને ઘડે, ફેરવે
નશીબ જગનાં, પ્રકાશ નવ વિશ્વમાં દીપવે; ૪૫
પ્રચંડ રણઘોષ કો ગજવતા, વળી શાન્તિની
મહા અચલ પ્રેરણા જગતને ધરે; ડોકટરો
હરે દરદ લોકનાં પરમ સેવના સાધતા;

અને પ્રખર પંડિતો, નવલ સૃષ્ટિ-સાહિત્યના
વિરાટ સુવિધાયકો કૃતિ અમૂલ વિશ્વે સજે; ૫૦

અનેક કવિ-ગાયકો કવન-ગીત લલકારતા
પ્રસન્ન કરતા વસે જગતચિત્તને: સર્વ એ
અનેક વળી એ સમા જગતને સદા પોષતા
અમે જ સરજ્યા વિરાટ કણ પોષતાં વૃક્ષ એ.

અમે ભલે દુર્બલ ને અકિંચન ૫૫
સડી રહ્યા વિશ્વતણે ખુણે પડી;
ન જીવને વા નવ મૃત્યુ જાણતું
ભલે અમારું જગ મોહ ઘેર્યું.

અમે પ્રગટ દીપ કૈંક જગમાં કર્યા તે વડે
પ્રકાશ જગ મેળવે, નવ ભલે ગણે મૂળને! ૬૦
અમે જગતલોમને કંઇ કઠોર કૈં કોમળી
કરી જતન કેળવી, લચતી ફાલથી તો ધરા.

ન દેહનાં સૌખ્યતણી કરી તમા,
ને જોતર્યું જીવન કાર્યમાં સદા
શું મેળવ્યું? કીર્તિ? નહિં; ન વિત્ત વા; ૬૫
વિસારિયાં બાલકુટુમ્બનાં હિતે

ન માનની કૈં પરવા ધરી ઉરે,
સહ્યા ઘણાયે અપમાન બોલને.
બુદ્ધિપ્રભાહીણ ગણાઇ વિશ્વે
જીવ્યા અમે જીવન બ્હેતરું કરી. ૭૦

વર્ષાતણા બિન્દુ અનેક વર્ષે;
ધરા-ઉરે પલ્લવ એક પોષતું
કૃતાર્થ થૈ તે લય પામતું ભલે-
ભલે અમે યે લય સર્વ પામીએ-

વિચારસરણી હજુ ન અટકી ત્યહિં ઘંટનો ૭૫
થયો રવ, નિનાદ બાલક તણો ભળ્યો તે મહિં.
ગઇ સ્વપ્નલોમ, ચિત્ર થયું લુપ્ત, નિઃશ્વાસમાં
શમ્યાં સકલ ચિન્તનો ય અણદીઠ કો અન્યને. ૭૮

# પુત્રજન્મ

## મોહિનીચંદ્ર

(શાર્દૂલવિક્રીડિત : મન્દાક્રાંતા)

મારા મસ્તકની શિરા પ્રતિ મહીં બુદ્ધિરૂપે જે વસ્યો,
નેનોથી કરી ડોકીયાં, જગતને જેણે નિહાળ્યું હતું,
છાતીના ધબકારમાં ક્ષણક્ષણે બ્રહ્માંડનિનાદને
રેલાવ્યો, અધરે મુકી રસવતી પૂગો રચી બંસરી:
અંગેઅંગ તણી નસેનસમહીં માધુર્ય થૈ જે લસ્યો, ૫
મારા અંતરને અગોચર ખુણે અન્ધારમાં ઘોરતાં
સૂતાં સ્વપ્ન જગાડતો, કનકની રેખા શી અંગુલીએ;

જેના કોકિલકંઠથી ખલકની લાધી મને આદ્રતા
જેની નેત્રપ્રભા મને અગમની કેડી બતાવી રહી,
જેણે જોબનતંત્રની દિલરૂબા છેડી, દીધાં ગુંજનો ૧૦
મીઠાં મુગ્ધ વસંતનાં, હૃદયની વાડી લીલી સાચવી,
જેના પ્રાણપરાગમાં અનુભવ્યું વિશ્વેશસાન્નિધ્યને,
એવી આત્મકલાસમી સહચરીના સ્નેહનું ચિન્હ જે;
મારી ચક્ષુવિહીન રાતરમણાનો જેહ ઝીણો ધ્વનિ;

ના જાણું લવ, તોય જે ઉરમહીં છૂપી ઘણા ભાવથી ૧૫
સોણાં ગુંથી રહ્યો ત્રિલોકભરનાં દાની અને પ્રેમીનાં,
સંતોનાં, કવિનાં, વળી વીરતણાં; વિશ્વે વિભૂતિ થવા-
ના જે કોડ કરી રહ્યો અવનવું ધીમું ધીમું કૂજતો;
જેના મર્મસ્વરો મને રજનીના પેટાળમાં ચૂમતા,
ત્યાં આંખો મુજ ખૂલતી, ફરકતાં કીકી તણાં ઢાંકણાં; ૨૦

સોનેરી ધ્વજ જેહના ફરકતા ઘૂમન્ત આકાશમાં,
એવા દુર્ગ કર્યાં મહાન ઉરની આશા તણા જેહપે,
આકાંક્ષાભર વર્તુલે હૃદયની, બિન્દુ બની જે રહ્યો;

જેની હાજરીના પ્રકાશરસથી ગોરંભના ઓરડે,
ક્યાંયે લીન થઇ ન દૃશ્ય બનતો, ઝંખું છતાં જેહને: ૨૫
જેમાંથી સ્ફુરણા મને પ્રભવતી, વાલી તણું વીર્ય જે,
કર્મોમાં બની બીજ જે રમી રહ્યો, સિદ્ધિતણું તેજ જે;

એવો આજ સમસ્ત પૃથ્વીપટની સમ્પત્તિને ભેટતો,
મારો અંશ અરે,–વિભુપ્રણયનો–વાઘો ધરી સ્થૂલનો,
જન્મે ને ગત જીંદગી સ્મરણમાં લાવી કરે સ્મિત શું ! ૩૦

( ૨ )

હીમાદ્રિના હીમકણ સમી શ્વેત કાયા વરેલ,
સોના જેવા ઝગમગ થતા ઊજળા પ્રાણવંત,
બ્રહ્માકેરી નયનકીકી શું અશ્રુરૂપે સરેલ,
પુણ્યાંશુના ફળ શું મળીયો પૂર્વજોના મહારા,
પ્રાણોત્કર્ષી ! મણીહૃદયના ! નેત્રના જ્યોતિનેન ! ૩૫
હૈયે હૈયે અમિ નીતરતા શાંત ને સૌમ્ય હીર !
છે કૈં તારે જગતપતિનો સૂક્ષ્મ સંદેશ કે'વો
આખીયે આ અવનિભરને ? કે પછી વિશ્વસૂરે
તારો ઝીણો સૂર પુરી અને સાંતમાં લીન થાવું ?
વા બેઊએ સૂર મળી જતાં દિવ્ય સંગીત વ્હાવું ? ૪૦

વ્હાલા ! જોને અમિનિગળતા, પૃથ્વીને પાટલે આ
વાયૂ તૂને વ્યજન કરતો, ઝીલી બંસી બજાવે;
સંધું તારૂં જીવનવન મ્હેકાવતાં પુષ્પવૃન્દો,
વૃક્ષો તારે અશન કરવા દે ફ્લો નિર્ઝરીઓ
છીપે તૃષા મધુર જળની, કાળનાં ગીત ગાતો ૪૫

ગર્જે સિન્ધુ ગભીર રસના લોઢ ઉછાળી દેવા,
પંખી તારા સુહૃદ્ બનતાં, પર્વતો શક્તિખંડ,
તારા મીઠા કૂજન અરથે વિસ્તરી વિશ્વકુંજો,
ભાનૂ, તારા, શશી, જળધરો, એ બધા દિવ્ય મિત્ર
તારી સાથે નિશદિ વસતા અર્પતા ઇષ્ટતત્ત્વ; ૫૦
કિંતુ બાપુ! કદી ન ભૂલજે આ બધાંને ગ્રસી લે
એવો ઝંઝાનલ ઉમટશે એકદા મૃત્યુ કેરો,
ને તું ત્યાંથી કણ થઈ ખરશે! લુપ્ત થાશે અહીંથી!

આવો માર્ગ દશે દિશા! દૂર રહો ઓ સૂર્ય ને ચંદ્રમા!
સંકેલો નિજ તેજને, નભતણા તારા! ન આડા ફરો, ૫૫
ઘોથી મૂશળધાર અભ્ર વરસો વિપત્તિનાં ઝાપટાં,
ને તે મધ્ય રહી પછી વિલસવા દો એહના આત્મને:

ઇચ્છા છો મુજની અને નિજતણી એને ન હાથે કળો,
છોને કાળ પ્રવાહની ઘુમટીમાં અદૃશ્ય થાઓ કદી,
એને આ જીવને મળે અનુભવો ખાટા મીઠા જેહ કૈં, ૬૦
તે થાજો પથદર્શકો અવનિના ભૂલા પડયા પાંથના:

# ભૂતિયો મહેલ

## રમણલાલ સોની

ઘર જાણે ઊંચું તાબૂત
પણ એમાં રહેતું'તું ભૂત!
કોઈ રહે એ ઘરમાં રાત,
ફરી ઊઠે નહિ ખાવા ભાત.
ગામના બહાદુર જોધ જુવાન — ૫
સિપાઇ, અફસર ને કપતાન;
વાંકડી મૂછવાળા રજપૂત
ફક્કડ બેરીકરા મજબૂત.
એવા ઘણા બીને હથિયાર
હેઠાં મેલી ભાગ્યા બહાર— — ૧૦

ભૂત દેખીને તો!

ઘરનો માલિક ખૂબ મુંઝાયો ના ભૂતનો એકે ઉપાય
"વીસ હજારના બંગલાની અરે! આજ દશા હવે થાય!
"આવડો મહેલ સુશોભિત ઓરડા સાજ ને છત્ર પલંગ,
"આવડી સાહ્યબી! દુનિયા દેખીને થાય છે બે ઘડી દંગ! — ૧૫
"કિંતુ બધું યે વૃથા, પછી શા સારુ વેઠવો ફોગટ ભાર?
"વીસના ચાર હજારમાં દેવા આ બંગલો થાઉં તયાર!"
તોય ન કોઇ ઘરાક મળ્યો એના ચાર હજાર દેનાર:

એવે કો એક જુવાન — ૨૦
વેપારી, ભીનલે વાન

દુબળા દેહની પાતલી કમ્મરે જાડી ખાદી તણો ઘેર
કપડાં થકી વધે વજન એહનું જરૂર પાંચેક શેર!

ઓચિંતો ગામમાં આવી ચડયો તહીં વહોરવાને કંઇ માલ,
ભૂતિયા મહેલની વાત સૂણી બોલી ઊઠયો, 'રે વાહ કમાલ!' ૨૫

એણે કહ્યું બંગલાધણીને, 'ભલે આપું હું ચાર હજાર,
લખી આપો મને ભૂત સાથે આખા બંગલાનો હકદાર.'

'ભૂત સાથે?' કહે માલિક, આંખમાં કેવળ માત્ર નવાઇ,
'હા, હા' હસીને વેપારી વદે, "જો કે મને વાંધો નથી, ભાઇ!

ભૂતને રાખીને બંગલો આપશો એકલો, તો ય કબૂલ ૩૦
પરંતુ લાગશે વધુ મને એનું ચાર હજારનું મૂલ!"

સામા સામી થયા કોલ, વેપારીએ બંગલામાં કર્યો વાસ,
રાત પડી, ભાત ખાવાને બેઠો ત્યાં થયો એને કંઈ ભાસ.

જાણે કે એની જ થાળીમાંથી કોઈ કોળિયા ઉપાડી જાય,
બોલ્યો એ, "માગીને ખાને, ભિખારી!
આમ ચોરી કરી શીદ ખાય?" ૩૫

ધુરૂર ધુરૂર ધ્રુજી ઊઠી હવા, સૂણ્યા ક્યાંકથી બોલ
"ભિખારી છું હું કે માગું? કરે છે તું ચોર સાથે મારો તોલ?

રે, તું મને કહે ચોર ભિખારીડા? એવો શું હું હીન રંક?
નથી પડી તારા ભાતની રે! મારે ઘેર સોનાની છે લંક!"

પછી ખાવાનું ન ગૂસ થયું; વાળું કરીને ઉઠયો જુવાન, ૪૦
ખંડ બીજે જઇ આરામ ખુરશીમાં પડી ચાવતો પાન.

થોડી વારે એની સામેની ખુરશીમાં થયો ધબ્બ અવાજ,
જુએ તો હાડનું પિંજર બેઠું છે માથે ધરી શિરતાજ:

જુવાન બોલ્યો: 'રે! માંદલો કોણ તું? ક્યારનો આવે છ તાવ?
સાંભળી ઊછળી પિંજર રોફથી બોલ્યું, હું છું મહા રાવ. ૪૫

જાણે છે કેવડું જોર છે મારું ? હું વીરવીરોને ય વીર,
નામ સૂણી ચીસ પાડી નાસી છૂટે ભલ્લ ભલા રણધીર."

"ત્યારે શેણે તારાં હાડનો આવો આ સાંધે સાંધો ઢીલો વીર?
'કે'તો ખરો તને મેદાને એવો એ કોણ મળ્યો મહાવીર ?"

કડડ કડડ હાડકાં બોલે, ને કચૂડ કચૂડ દાંત, ૫૦
બોલ્યો એ ભૂત, 'મેં મારી ભગાડ્યા કૈં મલ્લોના મલ્લો સાત'

ઓહો હો હો ! હસી જુવાન બોલ્યો, "તું જુઠ ! તારું સબજુઠ !"
ભૂત કહે "અલ્યા જુઠ કે' છે મને ! જોઈ છે મારી આ મૂઠ !

"બબ્બે સૈકાથી હું જીવતો ઘૂમું છું, રોફથી ચાલું છું રોજ
"ઊઠું છું, બેસું છું, મારું છું, ડારું છું, ખેલું છું, કરું છું મોજ ૫૫

"જુઠો તું કે', કિંતુ જોશે જ્યારે મારી શક્તિ તણા ચમકાર
"ત્યારે તું બીકથી ફાટી પડીશ ને મરીશ દઇ ચિત્કાર."

'એમ? અહો !' બોલ્યો જુવાન, "તો તો તું આવજે કાલ આ વાર,
હું મારા દોસ્તને લઇને આવીશ એ જોવા તારા ચમકાર."

ભૂત ગયું; પછી જુવાને શાન્તિથી ઊંઘમાં રાત વિતાવી, ૬૦
બીજે દી' જીવતો જોઇ એને વાએ ગામમાં વાત ફેલાવી.

વેપારી જુવાને-નામ હતું એનું હિંમત-તરત તાર કરી પરગામ:
તેડાવ્યો પોતાના દોસ્તને કામે, છે જમશેદ એહનું નામ.

વાળુ કરીને ત્યાં વાત કરે બેઉ બેઠેલ જોડાજોડ
અવાજ ત્યાં થયો તબડક ! તબડક ! જાણે શું ઘોડાદોડ ! ૬૫

વાહ ! કરી બેઉ સાંભળે છે ત્યાં તો બીજો શરૂ થયો શોર
એકી સાથે ઘણા ઘંટ વાગે જાણે રણણ ! ઝણણ ઘોર !
અને પછી કોઇ ભીષણ નાદથી શરૂ થયો રણઢોલ.
સાંભળી બંને ય દોસ્ત-નવાઇથી વદે વખાણના બોલ !

થોડી વારે થયું શાન્ત બધું, એક આવી ઊભો અસવાર, ૭૦
બખ્તર સજ્જ શરીર બધું બેઉ હાથ ધરી તલવાર.

એને જોઇ બોલ્યો હિંમત, 'વાહ ! તું લાગે છે તો હોશિયાર,'
"આવી તારી જાદુ વિદ્યા દેખી મને થાય છે એક વિચાર

મારા આ મિત્ર જો, જમશેદજી ફરે સર્કસ લઇ બધે ગામ,
હેરત પમાડે તેવા ઘણા ખેલો, બતાવે છે ઠામઠામ. ૭૫

હું ઇચ્છું કે એમાં તું જો જોડાશે તો શોભશે તારું આ કામ,
લોકોમાં ખેલ તારા વખણાશે તો પંકાશે તાહરું નામ.

અને વળી શેઠ જમશેદજી દેશે રૂપૈયો રોજ પગાર
તારે તો રાતના બે વાર આવીને ખેલ કરી જવો, યાર!"

બાજના પંજામાં પંખી પડે તેવી ઓચિંતી ઊઠી ત્યાં ચીસ, ૮૦
ધૂમાડાના ઝીણા વાદળ જેવું ત્યાં જામી ગયું અંતરીક્ષ

કાને પડયા ધીમા ધ્રૂજતા શબ્દઃ "તું આજે મળ્યો મને મર્દ !
નક્કી ગયું આજ હાથમાંથી ઘર થાય મને ઘણું દર્દ !

જે દેખીને બીજા બીને મરે ત્યાં તું હસીને છેડે મજાક,
તારી મજાકે મારી બધી શક્તિને આજે કરી દીધી ખાક!" ૮૫

ભૂત ઊડી ગયું ! બેઉ જણા પછી ખૂબ હસ્યા બધી રાત,
બોલ્યા જે આજે 'શો' રાખ્યો હોત તો ખૂબ યે કમાણી થાત!

બીજે દિ પેલો માલિક મળ્યો, પૂછે, "કેમ છો હિંમત શેઠ!"
બંને જણા એવું હસ્યા એ સાંભળી; દુખવા આવ્યું પેટ!

હિંમત બોલ્યો, "હજારોની ખોટમાં આવી ગયો હું તો આજ ૯૦
"બંગલાનો પેલો ભૂત અભાગિયો ભાગી ગયો મૂકી કાજ.

"હોત તો બંગલો થાત થિયેટર, ખોટ ઘણી ગઈ યાર,
"હવે તો કળાકારીગરીની અહીં થશે જરૂર નિશાળ !"

# શિવાજી—માલોજી

## પ્રભુદાસ કાલીદાસ વ્યાસ

સહ્યાદ્રિનાં શિખરશિખરે, કાલની કન્દરામાં,
મ્હારાષ્ટ્રીના હૃદયહૃદયે, હિન્દના હિન્દુઓમાં,
સ્વર્ગંગાના ગભીર સ્વર શો, ગેબના ઘોર શોકે
શિવાજીનાં અજબ જય–વીરત્વનો નાદ ગાજે.

ડોલ્યા એ નાદથી દુર્ગો ડોલ્યાં રાજ્યસિંહાસન  ૫
ડોલ્યાં આદિલશાહી ને મુગલાઇ તણાં વન.
શિવનાં શિરને માટે માન–ઇનામ નીકળ્યાં
ભોળાયા કૈક ભોળા, 'રે, ધનથી કો ચળ્યા નથી!'

એક દિ યુદ્ધથી થાકી જીતથી જંપીને અને
પોઢયા છે સુખ–શય્યાએ શિવાજી; નહિ કો કને  ૧૦
સુખ–સ્પર્શી સુગંધિને શીત વાય સમીરણ
ઘોરતું સૈન્ય આખું યે શાંત નીરવ છે રણ.

શિકાર–શોધમાં ભૂખ્યા મનસ્વી મૃગરાજ શી
ફ્રાળે ઊંબર ઓળંગી એક યુવાન ત્યાં ધસ્યો.
અસિ અંધારમાં ઘાટા વિકાળ વિષ–ધારિણી  ૧૫
નાગણી શી ઝગે હસ્તે; વીંઝે મ્હારાજને શિરે ?

આકાશે શોકથી જાણે સાળુ કાળો ધર્યો અને
બાપડા તારલા દુઃખે જાણે ટમટમે નભે;
કઠોર ઘોર આક્રંદે તમરાં વિલપી રહ્યાં
સુસવાટે રુવે રાત્રિ અંધારાં ઓઘ ઊતર્યાં.  ૨૦

પડશે કાપશે કંઠ ખડ્ગ; ઓ! રાજ ઊઠિયા
ઝબકી ઘોર સ્વપ્નાંથી; સામે અન્તક દેખિયા—

અસિધારી યુવામૂર્તિ નેત્રે કૈં તણખા ઝરે.
'પળમાં પડશે પાનું[1] મારા પ્રાણ રખે હરે;'
ગૌ બ્રાહ્મણ-પ્રતિપાલ ભવાનીભક્ત શૂર જ્યાં 25
વિચારે એમ, શત્રુના સ્કંધે ભીમ-મુઠી પડી.
હસ્તથી ખડ્ગ તીખું તે તુર્ત જૈ પૃથિવી પડ્યું:
તાનાજી[2]-બાથમાં ખૂની ભીડાયો; કર્મ તો ફર્યું.[3]

આંખના પલકારામાં ઓચિંતા અભિપાતને
સહાયથી મૂઢ થૈ રાજા ક્રોધથી કમ્પતા વદે: 30
'કોણ તું? કેમ તું ક્યાંથી આવિયો? ન દિલે ડર્યો?
શિવાજી-ચોર-અગ્નિમાં શાને પતંગ થૈ પડયો?'

ભૂખ-દુઃખ-ગ્રહાવેશે[4] રૌદ્ર, નિર્ભયરૂપથી
તર્જતો તીખી કે' વાણી હૈયાંને થથરાવતી:
'જનની જન્મ દેનારી પીડાયે રોગથી પડી 35
ન મળે અન્ન કે પાણી વસ્ત્ર પાથરવા ય રે!

ઉપવાસો કર્યાં ઝાઝા પાસે ના પાઇ યે મળે
ન તો સ્વજન કે રાજા સ્હાય દે; માત હા, રડે!
માતનાં અશ્રુ માટે તો નક્ષત્રી મેદિની કરી
રામે; વામનજીએ કૈં સમૃદ્ધિ બલિની હરી. 40

આંસુનાં એક ટીપાંએ સ્વર્ગ પાતાળ મેળવું,
કાળનાં દળને છેદું, પૃથ્વીનાં પડ આથડું,
અગ્નિમાં ઝંપલાવું કે સાગરો શત હું તરું,
માતનાં અશ્રુને માટે મૃત્યુને કરમાં ધરું.

જ્યાં છે યૌવન-વીરત્વ, રક્તના ધડકાટ જ્યાં, 45
પૂર છે શૌર્ય-શક્તિનાં ત્યાં કેવો દિલમાં ડર?
શિવાજી હોય અગ્નિ કે રુદ્ર, માલોજી ના ગણે
માતની શાંતિને માટે દ્રવ્ય કાજે, તને હણે.'

ક્રોધથી શિવાજીએ ત્યાં દેહાંત ફરમાવિયો;
શાંતિથી સાંભળી માલુ મળવા માત, વિનવે: ૫૦
'ન ધરું દૈન્ય, હરૂખાઉં યાચતાં વીર-શત્રુને
ટળવળશે ટિટોડી શી, મળવા માત દો મને.

છેલ્લું દર્શન માગું હું માતનું; સુખથી મરું
વંદીને પાદ-ધૂલિ હા! આ કાયા તુજને ધરું.'
વીર્ય-વાણી-વયે, તેજે, તાનાજી-સંમતિ થકી, ૫૫
અચલા માતૃ-ભક્તિથી, ટેકથી, અનુકમ્પીને

એકલો વણ-વોળાવે ઔદાર્યથી જવા દીધો;
સિંહ શો વિજળી-વેગે દૃષ્ટિપાર સરી ગયો.
આરસી-મૂર્તિ શા રાજા અનિમેષ ઉભા જુવે
ઉર-આગે, સનિઃશ્વાસે, ડુસકે ડુસકે રડે: ૬૦

'મુજ દેશે મરે માતા ભૂખે, દુઃખે રીબાય ને
રવડે, રોગપીડી કૈં, વસ્ત્ર ના, ઘર ના મળે.
સૂર્ય શા સિંહ શા મારા ધીર, ગંભીર, વીર ને
પ્રતાપી, બલશાલી હા! યુવાનો અથડી મરે!

અબ્ધિના ઓઘ શી શક્તિ, ઓજ-ઉત્સા આભને ૬૫
પૂરતાં, હાય હા, એળે વેડફાઇ જતાં અરે!
ન બને, નૈં બને એવું મારાં ભારતવર્ષમાં:
આજથી ભગવો ઝુંડો માતનાં નામથી ઉડે!'

મગ્ન છે મનમાં રાજા; ઘન શું વીજળી સરે
એમ ત્યાં ચર્ણ ચૂમીને, નિરખી માલુ માતને ૭૦
આવ્યો; માત ન જાણે કૈં. શિવને હર્ષથી કહે
'રક્ષજો જનની મારી; મારો, તૈયાર છું હવે.'

'ના, નહીં, નૈં હવે છેદે શિવાજી શીર્ષ તાહરૂં;
મટી શત્રુ, થયો મિત્ર આજથી ભ્રાત, પુત્ર તું.

વીર-પ્રસવિની માતા પાવિની જાહ્નવી સમી ૭૫
વંદવી તોષવી મારે, ચાલ તું ઘરની ભણી.'

કહીને એમ ચાલ્યા તે માલોજી-સહ, આવિયા
વૃદ્ધાની રોગ-શય્યાએ, પૂજિયાં માત વંદિયાં.
કહી વીતક-વાર્તા ને ભેટ્યો પુત્રને, દીધાં
ધન-માન-યશ, માતા-પુત્રને આંસુડાં વહ્યાં; ૮૦

ને મહારાજને મોઢે રેખ સંતોષની ઝગી.

---

૧. તરવાર ૨. શિવાજીનો અંગરક્ષક

૩. ગૌબ્રાહ્મણપ્રતિપાલ અને ભવાનીભક્ત હતા તેથી તેનો જીવ બચ્યો અને માલુને બંધન થયું. એમ બન્નેને સૌસોનાં કર્મનું ફળ મળ્યું.

૪. બંધન

('ગાંડીવ' ના 'માલુ' ઉપરથી)

" સંસ્કૃતિમાં શાન્તિપતાકાનો વિજય જોનાર રોરિક એક જગ્યાએ લખ્યું છે કે મુશ્કેલી શોધવામાં છે, મેળવવામાં નથી. મેળવી હરકોઈ શકે, શોધી શકે માત્ર પરમસત્યના ઉપાસકો. ઐતિહાસિક રામ હો કે ન હો–તુલસીદાસે 'પાન જાય અરુ બચન ન જાઇ'-એ સત્યની સંજ્ઞા રૂપે એને વાપરીને એ શબ્દમૂર્તિ શોધી, અને પોતાના ચૈતન્ય વડે એને અમર કરી મૂકી. જંતરડામાંથી ખેંચાતા તારમાં જ્યાં સુધી શકિત હોય ત્યાં સુધી એ અખંડ રહે છે. સમયના અનેક બળમાં રામનું અથડાતું નામ ત્યાં સુધી અખંડ રહેશે, જ્યાં સુધી વાલ્મિકી કે તુલસીદાસે પરિશુદ્ધ કરેલી એની શબ્દમૂર્તિમાં ચૈતન્યનો અંશ હશે. ક્રાંતદર્શી કવિઓ વિના કોઇ પ્રજા જન્મતી નથી, જીવતી નથી ઘડાતી નથી, હમણાંજ ક્યાંક વાંચ્યું કે વીરરસનાં કાવ્યો ગાનાર કવિઓ હોય—પછી ભલેને, સ્વતંત્રાને બાંધનાર જંજિરો પણ હોય. રાષ્ટ્રમાંથી જ્યારે જ્યારે કોઇપણ વસ્તુસ્થિતિનું પ્રમાણ નાશ પામે છે, ત્યારે, ગીતાગાનારે કહ્યું છે કે હું જન્મ લઉં છું—અને ભૂતળનાં ફેરફાર સમજનારને ખબર છે કે પૃથ્વીના આંતર રસો અગમ્ય કારણોથી એકાદ હિમાલય રચી કાઢે છે, કે એકાદ રાજસ્થાની સમુદ્ર છુપાવી દે છે: માનવસમાજનાં પણ એવા જ એવા આંતરરસો વહી રહ્યા છે. જ્યારે પ્રમાણમા તેનો નાશ થાય છે, ત્યારે કવિઓએ, માથા ઉંચા કરીને પોકાર કર્યો છે. સંયમ વિના સૌન્દર્ય ટકી શકે નહિ, સત્ય જન્મી શકે નહિ, વસ્તુસ્થિતિ નભી શકે નહિ. સંમય એજ ધર્મ છે. અને ધર્મ વડે જ પ્રજા ટકી શકે છે કાંઇ હેતુ વિના કેવળ યાંત્રિક બળથી, કે પરિસ્થિતિનો લાભ લઇને મેળવેલી લક્ષ્મી—સમાજમાં અસંખ્ય બેકારો અને નિર્ધનો જોવા છતાં, મનુષ્ય, પોતાના કબજામાં રાખી મૂકે, તો એવી ગુણહીન સંગ્રાહકતા, ઉકેરડાની પેઠે, અનેક પ્રકાશનાં ઉત્પન્નનાં જંતુ નિપજાવે. આ ઉદ્વેગ જોવાનો માણસ ઢોંગ કરે છે કે દલીલ કરે છે, ત્યારે એ અધર્મ કરે છે. અને સમાજમાં સંચરતા અનેક ભયંકર આંતરરસોને જન્મ આપે છે. અને સમાજની આવી સ્થિતિ થાય ત્યારે કવિઓ કહે છે કે: 'સમય કેળવો, સંમય કેળવો;' શું મેળવ્યું એ ન જૂઓ, કેવી રીતે મેળવ્યું એ જુઓ. " ધૂમકેતુ

# અનિરુદ્ધહરણની તૈયારી

## ભોગીલાલ જ. સાંડેસરા

[આ સાથેનું ઉદ્ધરણ વીરસિંહકૃત 'ઉષાહરણ' કાવ્યમાંથી લેવામાં આવ્યું છે. એ કાવ્યનો રચનાસંવત જણાતો નથી. પરન્તુ તેની હસ્તલિખિત પ્રત સં. ૧૫૬૯માં લખાયેલી છે તે ઉપરથી, અને એ પ્રતમાંની પુષ્કળ અશુદ્ધિઓ ઉપરથી તેનો રચનાકાળ સોળમા શતકની પહેલી પચીસીમાં હોવાનું અનુમાન થાય છે. એટલે કે આ કાવ્યને ગૂજરાતી સાહિત્યમાં ઉષા વિષેનું પહેલું જ કાવ્ય ગણી શકાય. કવિ વિષે તેમ તેનાં બીજાં કાવ્યો વિષે કશીજ માહિતી મળી શકતી નથી.

પાર્વતીના શાપથી ઉષાને સ્વપ્ન આવે છે અને સ્વપ્નમાં તે અનિરુદ્ધ સાથે પરણે છે, પરન્તુ 'સૂતી જવિ જાગી શશીવયણી, દેવકુંઅર નવિ દેખૂ નયણિ'. ઉષાની માતા તેને સાંત્વન આપે છે. પ્રથમ તો સ્વપ્નાં આળપંપાળ હોવાનું કહે છે, પણ જ્યારે તે નથી માનતી ત્યારે પૃથ્વી ઉપરના અનેક દાનવોમાંથી જેને તે પસંદ કરે તેને પરણાવવાનું કહે છે. આનો ઉષા જવાબ આપે છે.

> ફુલ ધત્તૂરા ધરણિ ઢલઈ કાં માહેસર મસ્તકિ ચડઇ;
> કઇ સુહણિ વરસું સનેહ કઇ હુતાસનિ હોમું દેહ.

આ વખતે પ્રધાનપુત્રી ચિત્રલેખા તેને આશ્વાસન આપે છે કે, તારો વર જો સરજ્યો હશે તો મારી દિવ્ય શકિતઓથી હું મેળવી લઇશ. મને કહે, તું સ્વપ્નમાં પરણી તે કયા વંશનો છે, કયાંનો છે, તેનું નામ શું છે? ઉષા કહે છે, નામ ઠામ કંઈ જાણતી નથી. માત્ર જોયે ઓળખું. આ સ્થળેથી અત્રે આપેલા ઉદ્ધરણનો પ્રસંગ શરૂ થાય છે.

આ ઉદ્ધરણમાં વપરાયેલો વસ્તુ છંદ પહેલીજ નજરે ધ્યાન ખેંચી લે તેવો છે. પ્રાચીન ગૂજરાતી અને અપભ્રંશ સાહિત્યનો તે એક સુન્દર છન્દ છે. આપણી નવી કવિતા માત્રામેળ છંદોને સર્વાંશે ભૂલવા માંડી છે તે ઇષ્ટ તો નજ ગણાય. વસ્તુ, ઘત્તા, પદ્ધડી અને સારસી જેવા છંદો અદશ્ય થયા છે અને હિન્દી, રાજસ્થાની અને ગૂજરાતીના મધ્યકાલીન સાહિત્યમાં સંસ્કૃત સાહિત્યના અનુષ્ટુપનું સ્થાન પામેલો સુભાષિતછન્દ દૂહો હવે ભૂલાઈ ગયો છે. અપભ્રંશના બધા જ છન્દો અવગણવા જેવા નથી એ તો અભ્યાસીને જણાઈ આવશે.

'ઉષાહરણ કે અનિરુદ્ધહરણ?' દરેકને પ્રશ્ન થશે. સ્વ. ચૈતન્યબાલા મજમુદારે એ વિષે એક લેખ લખ્યો હતો. વાસ્તવિક રીતે 'અનિરુદ્ધહરણ' એજ નામ વધારે સંબદ્ધ અને રસની દૃષ્ટિએ પણ વધારે ઉચિત છે. ફાર્બસ ગૂજરાતીસભાના સંગ્રહમાં પ્રેમાનન્દકૃત 'ઉષાહરણ'ની સં. ૧૮૦૩માં લખાયેલી પ્રત નં. ૮૬-૫ છે તેની પુષ્પિકામાં 'અનિરુદ્ધહરણ' નામ અપાયેલું છે. એટલે મેં પણ તે જ નામ સ્વીકાર્યું છે.]

• ચઉપઈ •

'રાતિ જે તઈં દીઠઉ રાઉ, કુંઅરિ, તિ જોવા કરિસ ઉપાઉ;
રહતિ રહિ, સમરિ સરિ કેશ, સમજ્યુ હસિ તુ સોધી લેશિ,'
સખી ભણઇ, 'સુણિ બાણાસરી, વર તુ સુહણિ જેણિ વરી
કુણ વંશ, કેહ વિશ્રામ, ઠાકુર કુણ, કેહું તસ નામ?'
કુંઅરી કહિઃ 'સખી સુણિ આમ, ઠાકુર તાસ ન જાણૂં નામ; ૫
તાસ પ્રસૂતા ન લહું પખું, નામ નહી, દીઠુ ઊલખૂ.'
મંત્રિસુતા મંડય પરપંચિ, કિયા કચોલે વાના પંચ.
ત્રિખૂણૂં ધલહર ધૂલિ કરી ચિત્રા તાં સરસતી સંભરી.

(વસ્તુ)

બંધ દૂધર બંધ દૂધર ચીર પહિરેય
ભૂષણ રુપિ રૂપાતણાં પાહણીયા પ્રતિપાલ મોતી, ૧૦

હંસા વાહન, વેણિ વાજિત્રી પાણિ પંકશુક પ ઝપોથી,
ઉરિ માલા માલતી તણી, કેતકિ ખૂંપ ભરેચ,
પયમહ ધૂપરતિ થઈ દાનવીનિ વર દેહિ,

(ચઉપઈ)

ચિત્રલેખિ મંડી ચિત્રસાલિ; પહિલાં લિખિયાં સપ્ત પાતાલ,
વિચિલિ ખંડિ મંડિઉ મૃતલોક, ઊપરિ લિખિત ઉરધલોક. ૧૫
ભુવનિ ત્રિણિ ભારતી પસાઈ, લેહા ભણઇ તે લેહાં માંહિ
ઉષા આણી મંદિરિ માહિ, ચિત્રસાલિ પરિ પરિની ચાહ.

(દૂહા)

'હૈયં તાહરું જિણુ હરું ચોર્યં ચિંતિ મઝારિ
સોધી લિ,' સહીયર કહઇ, 'ઓલિખિ અસુરકુમારિ'.

(વસ્તુ)

પેખિ કુંઅર પેખિ કુંઅર ભુવન પાતાલ. ૨૦
પાર ન નાહાનાં સાપલાં, પરડતરાં અનેકિ હાલઇ
અહિ અલિંજર ઊડણા, અનંતેય ઉરહ ભરિ વાહિ,
ત્રિણિ, પંચ, સત્તહ ફૂણા, માંથિ મણિહિં પદમ,
શેષ આદિ અવલોઅતાં કંથ ન દીઠુ કયંમ.

ક્ષોણિમંડલિ ક્ષોણિમંડલિ ખેવિ આણી. ૨૫
માયા, મથુરા, અવન્તિ, ઉજ્જેણી, કિષ્કિન્ધ, કાન્તિ,
હસ્તાપુર, પહિઠાણપુર, ત્રંબાવઈ, પ્રભાસ, પ્રાંતી,
ફરી ઇડર, અણહલપુર ગય, ગય નાયગગઢ હેઠિ,
ઘૂમિલી લગઈ ભમી વલી, પ્રિય ન પયડિ દ્રેઠિ.

દિશિ પશ્ચિમ દિશિ પશ્ચિમ ચિત્રિ ચાહિ. ૩૦
તાં વણુઓડાં ગામડાં, ઊત્રસ ધરા, ષંભ દેસ,
ગોરડીયાં, થોહર, કુંઆરિ, ખારી જાલિ ખીજડિહિ તરુઅર;
'આ દિશિ શું અવલોઇએ, નહી હુઈ નર તેય,'
વિમાસી વામા વલી ચરડાકુંતી એઉ.

ગગનમંડલિ ગગનમંડલિ ગઇ ગજગત્તિ. ૩૫
જોઈ ચોતિજ ગતિઈં કરી ધ્રૂમંડલ, તારકામંડલ,
ઇન્દ્રસરિસ અમરાપુરી, બ્રહ્મસદન, કૈલાસ,
વૈકુંઠ વર પામ્યો નહી, નારી હુઇ નિરાસ.

(દૂહો)

'વૈકુંઠપુરિ વિષ્ણુ નહી, અન્ય પુર સવે ન નાથ,
દાખિ ન દેવી-દાનવિ લેહા, લેઈ હાથી' ૪૦

'સુણિ ન સખિ,' લેહા ભણઈ, મનમાહિં સતની ગંઠી,
સખી, એ જઈનઇ રહુ તિહાં જગતિ જલહ ઉપકંઠિ

સ્વર્ગ તિજી સ્વામી રહ્યા, સખી, તિ વયણુ અવધારિ:
પૃથ્વીમાહિ પરતણૂં એ વડસુ અધિકાર.'

(વસ્તુ)

ભણઇ ચિત્રા ભણઈ ચિત્રા, 'વયણ સુણિ હેવ ૪૫
યુગાન્તર જહે હસિ, તરણિતાપ સવે જંત મરસિ,
ઝડઝંઝાનિલ વાજિસિ, શિખરશૃંગ ત્રૂટેવિ પડસિ,
મહિણુ મર્યાદા લોપસિ, ધ્રૂમંડલિ જલ જાઇ
તેણિ સમઇ એ પુરતણં ભૂંથલ નવિ ભેદાઇ.'

(દૂહો)

ચિત્રલેખિ, જઈ હિ ચડી વારી લાગઇ બ્રહ્માંડ,' ૫૦
કુંઅરિ તિ પૂછઈ, 'કિણ પરિઇ એ ઊગરિશિ ખંડ ?'

'પૃથ્વી સઘલી પહુડસિ જિહ્વારિ જલરાશિ,
શેષ સીસિ કરી ઊભસિ એ ખંડ લેઈ આકાસિ.

મજ્જન મહીના માનવી નવનવાણૂ માહિં.
ગુરવરશિ તિહાં ગોમતી નદી તે આવી નાહિં.

જે વિવેકી જગતિ વલી જાત્રિઇ જાઇ જંન.
યાગ અશ્વ યજ્યા તણાં પગલિ પગલિ પુણ્ય.

एकैकस्मिन् पदे दत्तो पुरीं द्वारामतीं प्रति ।
कृतपुण्यसहस्राणि कलौ भवति देहीनाम् ॥

સ્વર્ગ લોક જે સુર રહ્યા તેહનઇ હુસઇ અવતર્ણ, ૬૦
જગતિ ભગતિ પામી રહ્યા તે ચર જમલા ચર્ણ.

તુ પાંચમી પરિ સાંભલિ સખી, એ પુરુનું પરિમાણ;
હાડ ઉચ્ચિષ્ટ, હટલ હસિ, સાલિગ્રામ સમાન.'

કહ્યા લગઈ કુંઅરી કહિ, 'માહરઇ મનિ થૈ ખંતિ,
ચાલિ ચિત્રા, દેખાડિ મૂં હરપરતે હરકંતિ' ૬૫

(ચઉપઇ)

ગમનાગ્રહ ગજગતિ છંડેહ ક્ષોહણિઇ ક્ષણિ આવ્યાં બેય;
જંબૂદ્વિપ તે જોયું ફિરી, પશ્ચિમ દિશિ સા દીઠી પુરી.

અસુરતણી કુંઅરી નીસરી તે અવસરિ સા દીઠી પુરી;
ઉઢણૂં ઊઢ્યૂં આઘૂં કરી, અણુમિચ્ચિ લજ્જા અવતરી.

(દૂહા)

દૂરિ થિકી બે ઘણુવી ચક્કપુરી જિમ ચાહિ ૭૦
આગમિચ્ચિ તવ ઊપનો હરખ તે હિયડા માહિ.

(ચઉપઇ)

જોઇ જાં બે જણી અ જુગતિ ઠાકુર હરથાનકિ થૈ ચિત્તિ,
સુહણા માહિ જે પરણ્યો પુરુષ ચિત્રસાલિ સા દીઠ સરિષ;

ઊપરિ અનિરુધ નૂખું નામ. ચિત્રા ચિંતિ ચમકી તામ;
'યાદવ વીર ધીર ધીમંત, કુંઅરિ, ઉલખે તાહરુ કંથ. ૭૫

લાધૂં મિં.' લેહા ભણઈ, 'એ પુરુનું પરિમાણુ,
માને તૂં મૂં મિત્ર ઈ જો લાવૂં અ વિહાણુ.'

## ટિપ્પણ

૧-૫. **સુહણિ** (स्वप्न सिविण)–સ્વપ્નમાં ગૂ. સોણું. **ઠાકુર** (ठक्कुर)–ગૂ. ઠાકોર. **આમ** (अस्मत्–अम्ह)–નિજ. પોતાની સખીને નજીકના સંબંધને લીધે 'સુણિ સખિ આમ' કહીને બોલાવે છે. સરખાવો '**આમ** તાત, પંડિત એક ગાઢ વિચક્ષણ આવિઉ છઈ'–કાલકાચાર્યકથા (પ્રસ્થાન પુ. ૧૩ પૃ. ૪૧૪). તાસ (तस्य)–તેનું.

૬–૧૦ પખું (पक्ष–पक्ख)–પક્ષ, સરખાવો, 'નમણી, ખમણી, બહુગુણી બિહુ **પખિ** વંશિ વિશુદ્ધ'–સુભાષિત. **ઊલખૂ** (उप+लक्ष्) –ઓળખું. **કચોલ** (कच्चोलक)–પ્યાલો, ગૂ. કચોળું. **ધલહર** (धवलगृह)–મંદિર, સરખાવો, જિણહર, જમહર, પીયહર, માઇહર. **દૂધર** (दुर्धर–दूद्धर)–ગહન.

૧૧–૧૫ **પોથી** (पुस्तिका–पोत्थिआ)–પુસ્તક. **ખૂંપ**–માથા ઉપર પહેરવાનો ફૂલનો શણગાર. **પયમહ ધૂ**–પદ્મમાંથી નીપજેલા બ્રહ્માની પુત્રી સરસ્વતી. ધૂ શબ્દ दुहितृ ઉપરથી આવેલો છે. એને મળતા શબ્દો ધૂઆ, ધૂઅ, ધી વગેરે છે જેમકે, मिच्छदिट्ठि तसु वल्लह **धूअ** सयलजीव सा पिययम हूय–જિનપ્રભાચાર્ય કૃત ભવ્યચરિત, તથા पुत्तें जाएं कवणु गुणु अवगुणु कवणु **धीएं** ण–હેમચન્દ્રનાં અપભ્રંશ અવતરણો. **પરતિ**–પ્રત્યે, સામે. **ચિત્રસાલિ** (चित्रशाला ઉપરથી). **વિચિલિ** (વર્તમાન જૂ. ગૂ विचि)–વચ્ચેનામાં.

૧૬–૨૦ **લેહામાહિ**–લેખાંમાંજ છે. ૧૮ મી લીટીમાં 'ચોર્યું' ચિતિ મઝારિ' એવો પ્રયોગ ભાષાની દૃષ્ટિએ વિચિત્ર લાગે છે. **મઝાર** (શ્રી દીવેટીયાના મત પ્રમાણે मध्य+आगार–मज्झार તથા શ્રી ધ્રુવના મત પ્રમાણે मध्य+कार–मज्झार)–અંદર, ગૂ. મોઝાર. **પેખિ** (प्र+ईक्ष्–पईक्ख)–પેખે, જૂએ.

**૨૧-૨૫ ખેવિ** (क्षिप्र-खिप्प)-જલ્દીથી. જુઓ, સ્વામી, તું છે ગરૂઓ દેવ હું મનવાંછિત પામું **ખેવ'**-તાપીદાસકૃત અભિમન્યુઆખ્યાન પૃ. ૧ क्षिप्र-खिप्प એ પ્રમાણે 'ખેપ' તથા 'ખેપીયો' શબ્દ નીકળેલા છે.

**૨૬-૩૦ ગય** (गताः)-ગયાં. **પ્રિય...દ્રેઠિ**—પ્રિય નજરે પડતો નથી. પયડિ (पतति) પ્રયોગ ધ્યાન ખેંચે તેવો છે. આ સાથે હેમચંદ્રના અપભ્રંશ અવતરણોમાંથી एकला **आइवो** एकला **जाइवो** हाथ-पग वे झाडी એ અવતરણ સરખાવવા જેવું છે. દ્રેઠિ શબ્દ दृष्टि ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે. **ચાહિ** (वांछ् ઉપરથી)-અપેક્ષા રાખે છે.

**૩૧-૩૫ ઊવસ** (उद्वस्त)-ઉજ્જડ. **ચરકાહુંતિ**-ખેદ પામતી, ગૂ. ચરડાતી.

**૪૧-૪૫ ગંઠિ** (ग्रन्थि)-ગાંઠ **જલહ**—જળના. 'હ' સંબંધાર્થ પ્રત્યય છે. **વયણ** (वचन)-વચન.

**૪૬-૫૦ જહે** (यथैव-जहेअ)—જ્યારે **મહિણ**—સમુદ્ર 'મહિણ મથાનિ લક્ષ્મી ધરી, કલત્ર કહ્યા સુર પાખિ કરી,-વીરસિંહકૃત ઉષાહરણ.

**૫૧-૫૫ ઊભસિ**(उद्+भू ઉપરથી)—ઊભો રહેશે. શ્રી. ક. પ્રા. ત્રિવેદી ऊर्ध्व-उब्भ—ઊભા એ પ્રમાણે વ્યુત્પન્ન કરે છે તે મને ઠીક લાગતું નથી.

**૬૧-૬૫ જમલા** (यमल)—સાથે, નજીક મરાઠી जवळ 'તિમ ઉષા વડી ચિત્રલેહ **જમલિ'**—વીરસિંહકૃત ઉષાહરણ. **હટલ** (हृष्ट-हट्ठ)—પુષ્ટ શરીરવાળો.

**૬૬-૭૦** ૬૭ અને ૬૮ એ બે લીટીઓ ઉતારવામાં લહીયાએ ભૂલ કરી હોય એમ સ્પષ્ટ દેખાય છે.

**૭૧-૭૫** ૭૨ મી લીટીમાં 'થૈ ચિત્તિ' પ્રયોગ નોંધવાલાયક છે.

૭૬-૭૭ **અ** (च)-વર્તમાન ગૂજરાતીનો પાદપૂરક 'ય' કેટલેક સ્થળે 'અ' નો અતિરેક જણાય છે જેમકે 'વહિલી **અ** કરી **અ** સજાઇ **અ** માઇ **અ** ધૂ સિણગારી'—વીરસિંહકૃત ઉપાહરણ:અંત-ભાગ; તથા દી. બા. ધ્રુવે ઉતારેલું અવતરણ 'વિરહકરાલી **અ** બાલી **અ** ફાલી **અ** ચોલી **અ** ચંગ'—વસન્તવિલાસ. **વિહાણ** (विभानक)—વહાણું, निद्दए गमिहि रत्तडी दडवड होहि विहाणु—હેમચન્દ્રનું અપભ્રંશ ઉદાહરણ. ૭૭મી કડીમાં 'માને તું મૂં મિત્ત ઇ જો લાવૂં ,અ વિહાણ' એમાં 'ઇ' નો પ્રયોગ બોલીઓમાં અભ્યાસની દષ્ટિએ ખાસ ધ્યાન ખેંચે તેવો છે. 'ઇ' નો ઉપયોગ 'એ'ના અર્થમાં જ થયેલો સ્પષ્ટ જણાય છે.

સૂપાવાસી ઉદીચ્યજ્ઞાતીય દ્વિજકવિ ગણેશ-સુતે
ફૂઢ-વિરચિત

# રુક્મિણી-હરણ આખ્યાન

(સાં. ૧૬૫૨)

**કેશવરામ કા. શાસ્ત્રી**

કડવું ૧ લું-રાગ કેદાર

નમુ રે નમુ શ્રી વિનાયક, સૂક્ષ્મ-મૂક્ષ્મ-સુખદાયક;
કાયક, માનસ વાયક સ્તુતિ કરૂં રે. ૧

શ્રીબાલા કુશલા કાલી, કૃપા કરુ રે કૃપાલી;
દયાલી, દાલિદ્ર દુઃખ ભય-સંજની રે. ૨

શ્રીગુરુચરણ કૃપા કરુ, મુનિ માનભાવ મનમાં ધરુ;
ઉચ્ચરૂ, અભીક્ષ હુયિ મુઝ દીનને રે. ૩

વૈષ્ણવ શ્રોતા વીનતી, બહુ પણ્ડિતની કરૂં સ્તુતિ;
દુર્મતિ, મુઝને દેવ દયા કરૂ રે. ૪

વલણ-કરૂ દયા, કવિ મૂઢ ફૂઢ કિહિ, પતિતપાવન થાઉં;
વાસુદેવ-વિહિવા **રુક્ષમણી-હરણ**-કથા-રસ ગાઉં. ૫

શ્રીમદ્ભાગવત દશમ સ્કન્ધ, શ્રીપરીક્ષિતનુ સંબ્વાદ;
ભક્ત્ત તણાં ચિત્ત રંજન કરવા, બોલેશ પૂજ-નાદ. ૬

મચ્છ, કૌર્મ ને વારાહ, નરસહી, વામન, રામ, શ્રીરામ;
એ દસ(?સાત) અવતાર હવા સમ્પૂરણ, અષ્ટમો હરિવંશ નામ. ૭

જન્મલીામિ મથુરાં તિછ ગોકુલિ, અનેક અસુર સહ્યાર્યા;
માત તાતનાં બન્ધન છોડી, ફરી મથુરામાં આવ્યા. ૮

કાલ કંસનુ નિગ્રહ કીધુ, ઉગ્ર સેનનિ રાજિ;
સાન્દીપનિ-ઘિરિ વિદ્યા-અર્થિં, ભૂધર ભણુવા કાજિ. ૯

ચુહુસિઠ ઘાઢિ કલા સમ્પૂરણુ, મિત્ર સદામા સાથિ;
દમ્પતી-વચન પ્રમાણુ કરી, ફરી મથુરાં આવ્યા યદુનાથ. ૧૦

કાલયવન જરાસન્ધનિ ભયિ, દેવિ દ્વારિકાં વાસી;
સોલ સહસ્ર સ્ત્રી, સાઠિલક્ષ તન, કિહિવરાવ્યૂં અવિનાશી. ૧૧

પ્રભુઇ રાજિ તાં પોતિ કીધૂં, સપ્તદ્વીપ નવખણ્ડ;
સેવક થાપ્યા, અસુર ઊથાપ્યા, દુરિજન દીધાં દણ્ડ. ૧૨

હાવિ કથા કહૂં દેવ રૂક્ષમણી, શ્રી લીલા અવતાર;
યુગ-પાવની-જન્મ હરિશૂં, અન્તર નહીં લગાર. ૧૩

ભજિત દેશ સુન્દર અતિ શોભા, વિદર્ભ ભીમકરાય નરેશ;
પાવનિક રાઇ પ્રજાનિ પાલિ, કુણ્ડણુ-નયર-નરેશ. ૧૪

તેહનિ ઘિરિ એક ચતુર ભાર્યા, શુભ સુલક્ષણી તેહ;
રૂક્ષમૈઉ તન રૂક્ષમણી કન્યા, બાલક જન્મ્યાં બેહ. ૧૫

ભીમકરાય રહિત થૈ બિહુ, રૂક્ષમૈઆ-શિરિ ભાર;
પિતા પુત્રનિ કિહિ છિ, "તન રે! રૂક્ષમણી બાલ કુમારિ. ૧૬

બાઇનુ વર તાં ચારૂ શોધુ, યમ કીજઈ વિહિવાઈ;
મનિ તનિ માહરિ થૈ અવસ્થા, યે એ પરણી જાઇ. ૧૭

તુ રૂડુ નિ રૂડા કુલનુ, કહ્યૂં અહ્મારૂં કીજિ;
જોતાં વિચાર આવિ રૂક્ષમૈઆ! તે નારાયણ દીજિ. ૧૮

મનિ માહરામાંહિ ઇચ્છા છિ યે, જન્મ-જોક્ષમ ટાલૂં;
પરમેશ્વરનાં પૂજૂં પ્રભુ-પદ, પોતિ પગ પખાલૂં. ૧૯

યે પદ શનકાદિકનિ દુર્લભ, ધ્યાતાં ધ્યાનિ નવિ આવિ;
તે ચરણામ્બુજ લીજિ લીલાધર, તુ માહરિ મનિ ભાવિ ૨૦

એ અવિનાશી સંસાર-શિરોમણિ, સરજિ, સંહ્રહ, પાલિ;
શઙ્કર શેષ વિરંચિ વસુધા ઊપરિ ચરણ નિહાલિ, ૨૧

અપરસ્પરમ પરમ પરમેશ્વર, અભેદ્ય અનિ અચ્છેદ્ય;
કેવલ બ્રહ્મ નિરંજન નરહરિ, નેતિ નેતિ કહિ વેદ. ૨૨

ભગત-તણિ હેતિ ભગવન્તિ, લીધા એ અવતાર;
રચના રચીનિ રહ્યું અલગુ, કરવા પર-ઉપગાર. ૨૩

સાત અવતાર તાં પિહિલાં નિગ્રહ, હવડાં શ્રીયદુનાથ;
વાસુદેવ તાત, માત દેવકી, સુણિ રુક્મૈયા! વાત ૨૪

ગયા ગોકુલિ નન્દ તણિ ઘિરિ, તેહની, તનયા અમ્બ;
પોતિ યશોદાનૂં પય પીધૂં, કંશિગ્રહી જગદમ્બ. ૨૫

કરૂણાકરનૂં કારણ જોયો, પિહિલાં પૂતના મારી
શકટાસુર નિ બગ વચ્છાસુર, ધેનુકતન વિદારી, ૨૬

અઘાસુર અનિલ નિ પ્રલમ્બ, યમલા-મોટ-અર્જુન;
ઇન્દ્ર તણુ ઉચ્છવ ઉવેખી, ધરિઉ ગિરિ ગોવર્ધન. ૨૭

યમનામાંહિ કાલી વશિ કીધુ, બ્રહ્માનાન મૂકાવ્યુ;
કંસ રાયના કારણ માટિ, અક્રૂર લેવા આવ્યુ. ૨૮
જલિ સ્થલિ રૂપ દેખાડયૂં તેહનિ, કુબ્જા કન્યા કીધી;
કંસ રાઇનિ ચાણૂર મુષ્ટિક. તેહનિ શીખજ દીધી. ૨૯

મારી કંસનુ વંશ ઉચ્છેદ્યુ, ઉગ્રસેનનિ રાજિ;
માતા તાત કારાગ્રહ માંહિથાં, તેની કીધી સાજિ ૩૦
કાલયવન બાલી ભસ્મ કીધુ, મુચુકુન્દરાઇ જગાવ્યુ;
કૈં એક વાર જરાસન્ધ જીત્યુ, વાલી સેના લ્યાવ્યુ. ૩૧

લોક સહૂનિ સુખિઆં કરિવા, વાલી દ્વારિકાં દેવિ;
ચૌદ ભુવનના ભૂપતિ સુરિ નર, અસુર કરાવ્યા સેવ. ૩૨

ચરણ ચતુર, ભુજ લીલા ધારી, પાયિ પદ્મ વિશાલ;
શ્યામ વર્ણ, હૃદિઆ-સ્થલિ લંછન કણિઠ સોહિ માલ. ૩૩

માનષ દેહ ભણી મ માનેશ, કારણરૂપ અવતાર.
વાસુદેવ સરીખુ વસુધાયિ નહીં મિલિ સંસારિ. ૩૪

કદાચ ભાગિ પડિ રૂક્ષમૈઆ ! તુ રૂક્ષમણી લેઇ લીજિ
ગણપતિ ભારત શ્રી ગુરૂ વૈષ્ણુવ, કૃપા તે વિહિવા કીજિ." ૩૫

કડવૂં ૨ જૂ-રાગ રામગ્રી

કિહિ રૂક્ષમૈઉ "સાંભલિ વાત રે, ફરીય મ કિહિશુ એહવી વાત રે;
એ કુલહીણ, ગામ ન ગરાસ રે, ન્યાતિ નરતુ, સ્થિર નહીં વાસ રે ૧

દોહ—વાસ વસુધામાંહિ થકુ અલગુ રિહિ ઉદાસ;
તિહાં જરાસન્ધના ભય તણુ, પડતુ તે ન રહિ ત્રાસ. ૨

એહનુ મૂલથી મહિમા કહૂં, સાઇ બાપ પાડ્યાં બન્ધિ;
એહ જન્મથી જૂઠુ કિહિ, દિનદિન વાધિ ધન્ધ. ૩

પોતિ ગોકુલ નન્દ તણિ ઘિરિ, છલ કરી માગ્યૂં આલ.
સગપણ સોધ્યૂ પૂતનાનૂ, મરાવ્યૂં સુહુસાલ. ૪

લક્ષણ તુ તસ્કર તણાં, દધિ દૂધ ચોરી ખાઇ;
પોતિથી તરપત નહીં, પર તણિ ગિરિ લઇ જાઇ ૫

ગોર ચોર સહૂ કો કરિ, મલી લોક પાડિ બૂંબ;
લજાવ્યુ લાજિ નહીં નિ કરિ ઝૂંબાઝૂંબ ૬

કાંકણિ બાધ્યુ ઊખલ સાથિ, માત આણી વાજ;
યજ્ઞ યાચ્યો ઋષિ તણુ, ત્યા હરિ કિહાં ગઇ એહની લાજ ? ૭

એ ગાઇ ચારિ, વાઇ વીણા, સોહાવિ શિરિ પીછ;
સાથી તે સઘલા કૂટરા, જાણિ ભૂત સરીખા લીછ. ૮

ન્યાતિ જાતિ ન જુઇયે કિહિની, પય પિઇ પોતિ પાઈ;
માણસ મોટૂં ગોવાલિઉ, વન માંહિ નાહેસિ જાઇ. ૯

એહનિ પ્રીતિ તિહાં પર નારિ સાથિ, હસિ બોલિ વાણિ;
નામ રાખ્યૂં પિતા તણૂં, દધિ દૂધ કેરિ દાણિ. ૧૦

રૂપ લક્ષણ પાતલાં જાણિ, દુઃખિ દાધી દેહિ;
યેહ્‌વા સ્વામી! તમ્હ્યો છુ, તેહ્‌વુ વિખાણુ છુ એહ. ૧૧

મહારાજ! તૂં નથી લાજતુ રે, એહનૂં લિહિતાં નામ?
સગા સહૂ ભૂપતિ મોટા, હાસિ કરશિ ગામ. ૧૨

ચમ્પકવર્ણી ચતુરાં, પદ્મની તાહરી દેહ;
શિશુપાલ રાઈ બોલાવિઇ, ભૂપતિ મોટું તેહ." ૧૩

વલી ભીમક કિહિરે, "પુત્ર! તૂં, કાં વદિ છિ અન્યાય?
અવિનાશિનિ અપવાદ દેતાં, જીહ્વા શતખણ્ડ થાઈ. ૧૪

આપણિ સરજ્યાં એહનાં, સહૂ રાંક નિ રાજાન;
અન્ય રાજા પૃથ્વી તણા, તે સહૂ પતઙ્ગ-સમાનિ. ૧૫

આગિ વીશમ્ભરશૂં વેર કરતાં, ભલી વાર નવિ હોઇ;
હિરણકશ્યપ સહસ્રાર્જુન, રાવણ સરીખા કોઇ. ૧૬

એણિ કંસ સરીખા ક્રોડિ માર્યા, અસુર સહૂનુ કાલ
સિંહનિ આગલિ શશલુ, શૂં વિખાણ્યુ શિશુપાલ?" ૧૭

વલી રૂક્ષ્મૈઉ કિહિ, "શિશુપાલ બલિઉ બાપ!
દલ પચ્યાણૂં ક્ષોહણી, ત્રિભુવન માંહિ તાપ. ૧૮

ડાઉલ દેશજ ખિશણૂં, આગન્યા માનિ નવ ખણ્ડ;
થાપિ ઊથાપિ સર્વનિ, સુર અસુરનિ દિયિ દણ્ડ. ૧૯

દમઘોષ તણુ તન, જેહનિ જરાસન્ધ સખાઇ;
પૂર્વ પશ્ચિમ ઉત્તર દક્ષિણ, સમુદ્રમેગલ પાઇ. ૨૦

કલઙ્ગ વલઙ્ગ કુરૂ કામરૂ, કાશ્મિર કણ કણોજ;
બઙ્ગાલ સિન્ધુ સવાલખી, વારાણસી ગઢ મોજ. ૨૧

મેવાડ માલવ સરઠ ઠઠ્ઠા, ગોડ નિ ગૂજરાતિ;
તમ્બોલ તલઙ્ગ કરિકોટ કૂંકણ, લઙ્ક પરલઙ્ક ક્ષાતિ. ૨૨

મલિઆર, લછી, વિદર્ભા, સર્વ દેશ માંહિ અધિપતિ;
સ્વર્ગ મૃત્યુ પાતાલ જાવ, ત્રિભુવન સાંહિ ગતિ. ૨૩

કૃષ્ણ સરીખા કોટિ તેહ ઘિરિ, વસિ છિ કર જોડિ;
રાજની કન્યા રઙ્ક ઘિરિ, કુહુ કિમ પુહુચિ કોડ?" ૨૪

વલી ભીમક કિહિરે, "પુત્ર પાપી! આવ્યુ પ્રીટણ કાલ;
અવિનાશિનિ ઉવેખી નિ, વર શુ કુહુ શિશુપાલ? ૨૫

કહ્યું માનિ હૂં વૃદ્ધ નૂં, કાં કરિ કૂડૂં કામ?
વલી વલી તૂંહ્નિ વીનવૂં, તેડ઼િઇ અન્તરિ યામિ." ૨૬

"પરસ્પરિ સંવ્વાદ કરતાં, નહીં આવિ છેહ;"
રાઇ કિહિ," સંવ્વરા રચુ, કન્યા વરિ વર તેહ" ૨૭

ભીમક રાઇ નિ રૂક્ષમણી, તેહ ભજિછિ ભગવન્ત;
રૂક્ષમૈઇ શિશુપાલ તેડ઼ાવ્યુ, ગુણ લખી ગુણવન્તિ. ૨૮

કડવૂં ૩ જૂં—રાગ ગોડી

સમરા મણ્ડપ રચિઉ રાઇ, શોભાવન્ત સજાઇ થાઇ,
મણ્ડપ રચિઉ તોરણ ત્રાઢ઼, સોભન્તી સોનાની પાટ. ૧

કસ્તૂરી કેસર છાંટણાં, છડ઼ા છાબડ઼ા કુઙ્કુમ તણાં;
પંચ શબ્દ વાજિતવ ત્યાંહિ, જોશી તેડ઼યા મણ્ડપ માંહિ. ૨

રૂક્ષમૈઇ કીધુ પરપંચ, સહોદરી દેવાનુ સંચ;
તિહાં ભીમકનૂં ચાલ્યૂં નથી, ભગવન્તનિ દેવા ભારથી. ૩

રૂક્ષમૈઇ તેડ્યુ શિશુપાલ, લખી લેખ આપ્યુ તત્કાલ;
કાગલ મસિ કહ્કોતરી, સબલ સેન સ્યાવુ સજ કરી. ૪

રાઇ ભીમકની કન્યા એહ, બિહિનિ રૂક્ષમણી માહરી તેહ;
પિતિ કિહિછિ તેહુ યુગદીશ, તે મનિ માહરી મોટી રીસ ૫

તું વરવાનિ વિહિલુ આવિ, મોટા મહીપતિ સાથિ સ્યાવિ;
કૃષ્ણ ચોર છિ કુડી વાત; રખ્યિ આવી વણસાડિ વાત !" ૬

પ્રચ્છન્ન ગતિ દીધુ ઉપદેશ, તે નર પુહુતુ ડાઉલ દેશિ;
આપ્યુ લેખ, તેહ વાંચ્યુ રાઇ, જાન તણી સજાઇ થાઇ. ૭

તેડી આવ્યુ રાઇ જરાસન્ધ, એંહશી સહસ્ર રાજી ધિરિ અન્ધિ
સેનાદલ બુહુતિર ક્ષોહણી બલી પંચાણું રાજા તણી. ૮

સમોવડિ નહીં બીજુ શિશુપાલ, સ્વર્ગિ મૃત્યુ–અથવા પાતાલિ
પૂર્વ દેશથુ ચડિઉ રાઇ, સરવ સજાઇ તણી વિહિવાઇ. ૯

શૂરવીર કીધા સાંતરા, સલકયો.................... ;
.................છત્રીશ અલકૂં, અષ્ટા................ ૧૦

પંચ શબ્દ વાજિ વાજિત્ર, અમ્બુજ કોટિ સજિઆં તત્ર;
...........શરણાઇ સાજ, બોલિ બણુગાં, પડિ પખાજ. ૧૧

ઘમકિ ઘણ્ટા...............જન્ત્રી વીણા વંશ રસાલ;
આવ્યા વિદર્ભ નગરી પાંસિ, બાર ચો.....જાનનુ વાસ. ૧૨
તે પાખલિ ચોર્યાશી પરાં, મન્દિર મોટાં નિ સાંતરાં;
........તન ધન નહીં પાર, ઘિરિ ઘિરિ ઉચ્છવ જિજિકાર. ૧૩

રૂક્ષમૈઇ સેના સજ કરી, બહુ ભૂપ તેડ્યા મુહુતરી;
ભલી ભેટ લેઇ સાહમુ જાઇ, સુગ........નિ લાગુ પાઇ. ૧૪

બાંહિઝાલી ભેટ્યા શિશુપાલ, બિહિરાવ્યૂં સવિ ઝાક ઝમાલ;
સેના ઊતારી શુભ ઠામિ, તિહાં વસિઉ નવતેરી ગામ. ૧૫

તવ રૂક્ષમૈઈ કીધી વિનિ, "જોઇઇ તેહ માગુ અમકહ્નિ;
સજાઈ સમરથ નહીં પાર, માગુ લિઉ તેહની વાર." ૧૬

કરી આગન્યા દુહુ કર જોડિ, કૂંઅરી વિહિવાનુ છિ કોડ
તવ રૂક્ષમૈઇ નંડી સહી, પોતિ વાત પ્રકાશી કહી. ૧૭

"તહ્મ્યો જાઉ, વીનવુ રૂક્ષમણી, વર આવ્યુ ડાઉલનુ ધણી;
...................... શિશુપાલ, ........................ ૧૮

જોઈ.....અહ્મ્યો આપશૂં, હા કહિશુ તુ સેવક થશૂ;
.................................નહીંતર પરણાવશૂં." ૧૯

સહિઅરનિ આપ્યા સો લક્ષ, તે ચાલી બાન્ધવની સમક્ષ;
ચઢી માલિયિ જિહાં રૂક્ષમણી, કહી વાત તિહાં વિહિવા તણી. ૨૦

"......ભાગિ ભલૂં તુઝ તણૂં, રૂક્ષમૈઈ કહ્યું છિ ઘણૂં;
વર આવ્યુ છિ ડાઉલધણી, બુહુતિર પચ્ચાણૂં ક્ષોહ્ણી. ૨૧

પૂર્વદત્ત વિના નહીં મલિ, વિધિયિ લેખ લખ્યા નહીં ચલિ;
આપણિ રમતાં એકજ ઠામિ, એક ગુરૂ ગોત્રેજ એક નામ. ૨૨

અનિ અઢ્ઢારૂ વિહિવા થયુ, નવ દસ થિકુ નહીં આવિઉ;
તાહરિ કાજિ મિલિઆ મહી પતિ, કોટિ કોટિ ત્રિભુવનજતિ. ૨૩

બાઈ રે! બિહિની! આવુ તહ્મ્યો, સર્વ વાત સમઝાવૂં અહ્મ્યો
કિહિ રૂક્ષમણી, "સાંભલિ સહી, નવ દસ વાત નવી કાં કહી? ૨૪

આગિ વર માહરિ છિ ભલુ, સચરાચર વ્યાપિક એકલુ;
અનુદિન મન માહરામાંહિ વાસ, એહવુ લીલાધર અવિનાશ. ૨૫

માહરિ મનમોહન શૂં પ્રીતિ, બાન્ધવ બોલિ અવલી રીતિ;
જો પિઉડુ પાસિ છિ એક, બીજા આવ્યા કવણુ વિશેખ? ૨૬

જાઉ, કુહુ રૂક્ષમૈઆનિ વાત, બીજા માહરિ બાન્ધવ તાત;"
કિહિ સાહેઅર, "બાઇ! કહ્યું થશિ, આવ્યુ વર પાછુ નહીં જશિ" ૨૭

"એણી વાતિ જુ જાણિ પાપ, તુ તાહ્‌રી તનયાનિં આપિ"
ખિહિનિ વાત બાન્ધવનિ કહી, પગની જ્વાલા મસ્તકિ ગઇ:" ૨૮

કહ્યૂં ન માન્યૂં, કોપ્યુ રાઇ, નગરી પાછલિ વેઢુ થાઇ;
ચોકી મૂકી દીધી આણ, 'કો કરશિ કૂંઅરીનિ જાણ.' ૨૯

ઠામિ ઠામિ મેહલ્યા નર લક્ષ, નહી પ્રવેશ પવન જન યક્ષ: ૩૦

કડ્વૂં ૪ થું—રાગ વિરાડી

રૂક્ષમણીયિ જાણ્યુ સવિ સચ્ચ, પ્રીછ્યુ બાન્ધવ તણુ પરપઞ્ચ;
ચતુર નારિ ચિન્તા-વશિ થઇ, કિહિનિ વાત નવિ જાઇ કહી. ૧

સ્નાન કરી પટ પિહિર્યાં સાર, દ્વાદશ તિલક કર્યાં વિશાલ;
હાથિ માલા તુલસી તણી, 'કૃષ્ણ, કૃષ્ણ,' બોલિ રૂક્ષમણી. ૨

મુદ્રા માલા વૈષ્ણવ ધર્મ, ભગત ભેદના જાણિ મર્મ;
એહવૂં ચિન્તન ધરતી જશિ, વિપ્ર શ્રી દેવ પધારશિ. ૩

ડણ્ડવત કરીનિ લાગી પાઇ, "સ્વામી! કીધુ મહા પસાઇ;"
અધ્યારૂયિ દીધી આશીસ, "સોભાવન્ત તૂં કોડ વરીશ." ૪

વલતાં ઇમ બોલ્યાં રૂક્ષમણી, "સ્વામી! મુઝનિ ચિન્તા ઘણી;
આ સેન આવ્યૂં ડાઉલ થકી, મિ વર વરિઉ સુત-દેવકી." ૫

"બાઇ રે! એ શી કહુ છુ વાત? કાંઇઅિ ન ચાલિ તાહ્‌રિ તાતિ;
બાન્ધવ બલિઉ તેહશૂં થશિ, રાજિ-રિધિ સહૂ તેહ્‌નિ વશિ. ૬

હરિ દ્વારિકા શ્રીરણછોડ, છત્રપતિ ઇહાં મિલિઆ કોડિ,"
શ્રીગુરૂ કિહિ, "મ બોલેશ બાલ! વારૂ વર વરિઇ શિશુપાલ," ૭

"પશ્ચિમ દિશા જુ ઊગિ સૂર, સાગર લોપિ જલ થલ પૂરિ;
શેષનાગ સતિ છાંડી જશિ, તુ રૂક્ષમણી એહ્‌નિ વશિ થશિ" ૮

તવ તે પણ્ડિત તેડ્યુ પાસિ, કોઇ ન જાણિ મધ્ય-અવાશિ;
તનયા વાત કહી એકાન્તિ, "જો સ્વામી! તહ્મ્યો રાખુ ચિન્ત, ૯

પિતા-પાઇ પૂજૂં છૂં અહ્મ્યો, દેવા દ્વારિકાં જાઉ તહ્મ્યો;
લખી લેખ આપૂં તમ હાથિ, યે જોઇઇ તેહ સંબલ સાથિ  ૧૦

કિહિતાં શ્વાસ તિહાં ઊડી ગયુ, છૂટાં વસ્ત્ર નિ ઘાંઘુ થયુ;
કલ લાગી થિઉ કલ્પાન્ત, "માહ્‌રા કુલનુ આવ્યુ અન્ત.  ૧૧

તહ્મ્યો વાત કહી છિ યેહ, સહી રૂક્ષમૈઇ જાણી તેહ;
પુત્રી પુત્ર છિ માહ્‌રિ ઘેલિ! ઘાંણિ ઘાલી કરશિ તેલ."  ૧૨

ચુહુદિશિ જોતુ પાછુ જાઇ, તવ કીધુ બીજુ ઉપાય;
"દેવ! દક્ષિણા લિઉરે તહ્મ્યો, કિચિંન્-માત્ર આપૂં છૂં અહ્મ્યો ૧૩

કરિ લીધી સોનાની થાલિ ભરી રત્ન લ્યાવી તત્કાલિ;
આપી દાન ઉશીંકલ થઇ, ભવની ભાવઠિ નાહ્‌શી ગઇ.  ૧૪

દ્રવ્ય દેખી રીઝ્યુ તત્ખેવ, દ્રવ્ય થકા વશિ થાઇ દેવ;
દ્રવ્ય સહૂનિ આણિ ઘાત, માનુષદેહ તણી કુણ વાત ?  ૧૫

વલતૂં પૂછ્યૂં, "બાઇ રૂક્ષમણી ! તાહ્‌રી સુઝંનિ ચિન્તા ઘણી
કુહુ, બાઇ ! શૂં કરવૂં કામ ?" તવ તનયા કિહિ, "બિસુ સ્વામિ!" ૧૬

ભોજપત્ર કમ્ચનની રેખ, લીલા લખવા બિઠી લેખ.  ૧૭

કડ્વૂં ૫ મૂં-રાગ ધન્યાશ્રી

"સ્વસ્તિ શ્રી નિજ નગર દ્વારિકા, રાજા શ્રીરણછોડજી !
દેવ! તહ્મારાં દર્શન દુર્લભ, કહૂં છૂં બિહૂ કર જોડિજી.  ૧

તૂં સરજિ નિ સહુંહિ પાલિ, બીજુ કોઈ અનજાણજી;
અગમગતિ-હીણાં યે માણસ, તુ શૂં કરૂં વિખાણજી ?  ૨

જગતહેત-ઉદય યશ પાવન, પ્રતાપ મહિમાવન્તજી,
કમઠ માન મર્દન મનોહર, વિદ્યા લક્ષણવન્તજી  ૩

વિદર્ભથી. મિ લેખજ લખિઉ, વીનતડી સુણિ માહ્‌રીજી
ભીમક સુતા રૂક્ષમણી પદપંકજ, દાસાનદાસ તહ્મારીજી  ૪

કોટિ પ્રણામ તમ કૃપાયિ, કુશલ છિ મહારાજજી;
પાછુ લેખ લખશુ મા સ્વામી! આંહિ છિ એહવી વાતજી ૫

અપરમ વાત લખૂં શૂં સ્વામી! રાઇ સમરા રચિઉજી;
ખણ્ડ ખણ્ડના રાઇ પધરાવ્યા, મહિમા મહીતલિ મચિઉજી ૬

ભીમકરાઇ વશ્ય છિ તહ્મનિ તેનૂં કાંઇઅ નવિ ચાલિજી:
રૂક્ષમૈઈ શિશુપાલ તેડાવ્યો, તેહ દુઃખ અહ્મનિ સાલિજી. ૭

રાઈ જરાસંન્ધ સરખા છિ, તેહની, સેન તણો નહીં પારજી
એંહ્શી સહસ્ર રાજા બન્ધ છિ તેહ્ની દુઃખ પામિ છિ નારિજી ૮

વિદર્ભ પાષલિ વેઢ રચ્યુ છિ, ત્રણિ દિવસિ વિહિવાઇજી
કન્યા ઘિરિ અનેરાં મઙ્ગલ, વરત્યાં સૂધાં થાઇજી. ૯

મિ તાં સ્વામી! તૂં વર વરિઉ, બીજા કીહા કાજિજી; ?
તેહ માટિ વિહિલા થૈ આવુ, કરજ્યો અહ્મારી સાજિજી. ૧૦

ભગત-વછલ બિરદ તહ્મારૂં, અનાથ તણુ તૂં નાથજી:
આજ નહીં આગિલગિ સ્વામી! જન્મ હૂં સાથજી. ૧૧

મછ કૌરમ નિ વારાહ નરસહીં, વામન રામ શ્રી રામજી;
તિહાં જનક સુતા હૂં મહા પામી, તે સમ્ભારુ સ્વામિજી! ૧૨

તાત વચનિ વન, પંચવટીમાંહિ કય અહ્મારૂં હરણજી:
ત્યાહિ કુમ્ભકર્ણ નિ રાવણ સરખા, મહીપતિ પામ્યા મરણજી. ૧૩

વલિ અજ્યોધ્યા માંહિ લીલા કીધી, તેહ કાં આજ વીસારુજી?
સબલ સેન સજ કરીનિ લ્યાવુ, ડાઉલિઆનિ વારૂજી, ૧૪

નહીં આવશુ તુ નેટ કહૂં છૂં, તજેશ માહરી દેહિજી;
પછિ બિરદ તહ્મારૂં મિથ્યા થાશિ, મો આપેશ મૂંહિ છેહજી. ૧૫

અન્ન ઉદક અપજીવશૂ જી, દર્શન પામેશ દેવજી;
નહીં આવું તુ નિશ્ચિ સ્વામી! પ્રાણ તજૂં તત્ખેવજી. ૧૬

મૂર્ક્ષિ ખરૂ ભરૂસુ તાહ્‌રૂ સ્વામી ! માનિ માહ્‌રૂ તાતજી;
ઘણૂં લખૂં તે નવિ ઘટિ સ્વામી! આંહિ છિ એહવી વાતજી. ૧૭

આડી ઓલિઇ લખી નીસાણી, અહ્મ્યો તહ્માારાં થાશૂં જી;
લગન તણિદિનિ પુહુરિ પાછલિ, અમ્બિકા પૂજવા જાશૂં જી. ૧૮

તિહાં રથ રાખિ સેન સાથિ, ચાલિ તુ સઙ્ગ્રામજી;
નહીંતર હરણ કરિ હરિ! કાંતિ, વાર મ લાઇશિ સ્વામિજી!" ૧૯

બીડયુ કાગલ કુઙ્કુમ દુર્વા, બમ્બ બિસાડ્યા પાટિજી;
કરી આરતી આશિષ બોલિ, "પ્રભુ ! પધારૂ વાટિ જી." ૨૦

કડવૂં ૬ હું—રાગ શ્રીરાગ

વિદ્રભાથિકુ વિપ્ર નીસર્યુ, આનન્દ શું રે;
વાડવ કરિ રે વિચાર, મન ગોવિન્દ શું રે. ૧

કિહાં કુણ્ડણ કિહાં દ્વારિકાં, આનન્દ શું રે;
સધ્ય નહીં સમાચાર, મન ગોવિન્દ શું રે. ૨

શુકન ભલાં સાહમાં મિલ્યાં, આનન્દ શું રે;
ગોપ સવચ્છી ગાઈ, મન ગોવિન્દ શું રે. ૩

સુન્દરી ષોડશ વારબી, આનન્દ શું રે;
માનુની મઙ્ગલ ગાઇ, મન ગોવિન્દ શું રે. ૪

ગણપતિ દેવી દુર્ગા મિલ્યાં, આનન્દ શું રે;
દર્શનિ દીઠા ચાસ, મન ગોવિન્દ શું રે. ૫

તુહી વિપ્રનૂં મન માન્યૂં નહીં, આનન્દ શું રે;
નહીં આવ્યુ દૃઢ વિશ્વાસ, મન ગોવિન્દ શું રે. ૬

વાટિ વટ એક આવિઉ, આનન્દ શું રે;
તેહની શીતલ છાંહિ, મન ગોવિન્દ શું રે. ૭

તિહાં આવી ઊભુ રહી, આનન્દ શું રે;
વિચાર કરિ મન માંહિ, મન ગોવિન્દ શું રે. ૮

વિપ્ર કિહિ, "આંહિ વિસમૂં, આનન્દ શું રે;
જોઉં ત્રણ દિન હેઠ, "મન ગોવિન્દ શું રે. ૯

એહવૂં કહી નિદ્રા કરી, આનન્દ શું રે;
હોનાર હોશિ નેટ, મન ગોવિન્દ શું રે. ૧૦

સૂતુ સ્વપનમાંહિ વહી ગિઉ, આનન્દ શું રે;
પ્રભુઇ જાણી પ્રીતિ, મન ગોવિન્દ શું રે. ૧૧

જાગ્યુ તાં તિહાં વટ નહીં, આનન્દ શું રે;
આ તુ અવલી રીતિ, મન ગોવિન્દ શું રે. ૧૨

શ્રવણિ શબ્દ તિહાં સાંભલ્યુ, આનન્દ શું રે;
ચુહુ દિશિ જિ જિ કાર, મન ગોવિન્દ શું રે. ૧૩

દુન્દુભિ વાજ્યાં દેવનાં, આનન્દ શું રે;
નગરીં યોજન બાર, મન ગોવિન્દ શું રે. ૧૪

આ અસમ્ભવ કિહાં થકો? આનન્દ શું રે;
વાડવ કરિ રે વિચાર, મન ગોવિન્દ શું રે. ૧૫

નગરી પોલિ પિસતો, આનન્દ શું રે;
મિલિઆ પ્રદ્યુમ્ન કુમાર, મન ગોવિન્દ શું રે. ૧૬

"કાં રે બ્રાહ્મણ! વિહિ બાંકલ્યુ, આનન્દ શું રે?"
પ્રદ્યુમ્નિ પૂછી વાત, મન ગોવિન્દ શું રે. ૧૭

"સ્વામી! કુણ સ્થાનકથા આવિઆ, આનન્દ શું રે?
કુણ તહ્મારૂ નાથ?" મન ગોવિન્દ શું રે. ૧૮

**વાડવ** કિહિ, "વલતુ કહૂં, આનન્દ શું રે;
તૂં કિહિ, એહ કુણ ગામ," મન ગોવિન્દ શું રે. ૧૯

"દેવાધિ દેવ! એહ દ્વારિકાં, આનન્દ શું રે;
સુરિનર મુનિ નુ ઠામ," મન ગોવિન્દ શું રે. ૨૦

"જૂઠૂં મ બોલેશ જાદવ! આનન્દ શું રે;
વાડવ વલગુ બાંહિ, મન ગોવિન્દ શું રે. ૨૧

"ક્ષણુ એક માંહિ કિમ આવિઉ? આનન્દ શું રે;
"હૂં વિદુભાદેશથુ આંહિ, "મન ગોવિન્દ શું રે. ૨૨

"સ્વામી! કુણ્ડણુ નહીં કુશસ્થલી, આનન્દ શું રે;
ત્રિગુણુ–રહિત–વિકાર," મન ગોવિન્દ શું રે. ૨૩

"શાસ્ત્રારથ મિ સાંભલ્યુ, આનન્દ શું રે;
તે દેખૂં નિરધાર," મન ગોવિન્દ શું રે. ૨૪

યશવન્ત પોલિ પિસતાં, આનન્દ શું રે;
સ્વર્ગદ્વારીની વાટ, મન ગોવિન્દ શું રે. ૨૫

સઙ્ગમ દીસિ ગોમતી, આનન્દ શું રે;
મોક્ષદ્વારીનુ ઘાટ, મન ગોવિન્દ શું રે. ૨૬

અષ્ટ તીરથ અવિલોકતાં, આનન્દ શું રે;
ચક્રમિ થિઉં શરીર, મન ગોવિન્દ શું રે. ૨૭

આનન્દુ મુનિ ઈંમ કિહિ, આનન્દ શું રે;
"ચાલુ મિલિઇ શ્રીયદુવીર" મન ગોવિન્દ શું રે. ૨૮

બાંહિ વલગા બિહૂ આવિઆ, આનન્દ શું રે;
આવ્યા શ્રીહરિ–પાસિ, મન ગોવિન્દ શું રે. ૨૯

કૃષ્ણાગર ઉવેખિઉ, આનન્દ શું રે;
રત્નમિ રચ્યા રે અવાસ, મન ગોવિન્દ શું રે. ૩૦

પ્રયઙ્ગિં પ્રભુ પોઢિઆ, આનન્દ શું રે;
પીતામ્બર ઘન સાર, મન ગોવિન્દ શું રે; ૩૧

કણ્ઠિ માલ કૌસ્તુભ તણી આનન્દ શું રે;
તેજ તણુ નહીં પાર, મન ગોવિન્દ શું રે; ૩૨

મૃગમદ તિલક સોહામણું, આનન્દ શું રે;
કુણ્ડલ લોલ કપોલ, મન ગોવિન્દ શું રે. ૩૩

ચન્દન ચરચ્યાં બાવનાં, આનન્દ શું રે;
મન મધિ કરિ કલ્લોલ, મન ગોવિન્દ શું રે. ૩૪

પાઇ પદ્મ-લાંછન ભજિ, આનન્દ શું રે;
ભગત તણુ આધાર, મન ગોવિન્દ શું રે. ૩૫

મગ્ન થિઉ મુનિ ઇમ કિહિ આનન્દ શું રે;
"ધન્ય ધન્ય એ અવતાર" મન ગોવિન્દ શું રે. ૩૬

પાસિ તેડીનિ પૂછિઉં, આનન્દ શું રે;
"કુહુ સ્વામી! કોઈ કામ?" મન ગોવિન્દ શું રે. ૩૭

તવ તે કાગલ આપિઉ આનન્દ શું રે;
"આ લિઉ અન્તર-યામિ!" મન ગોવિન્દ શું રે. ૩૮

"સુખ વચન સુણિ માહરૂં, આનન્દ શું રે;
ક્ષણું મ લાઇશ વાર," મન ગોવિન્દ શું રે. ૩૯

"પ્રભુ પધારુ વિદ્રુભા લગિ આનન્દ શું રે;
રૂક્ષમણી-પ્રાણુ-આધાર!" મન ગોવિન્દ શું રે. ૪૦

તવ તે કાગલ વાંચિઉ આનન્દ શું રે;
હરિચિ લીધૂં હેત, મન ગોવિન્દ શું રે. ૪૧

"આપણિ જૈયિ એકલા આનન્દ શું રે;
કિ સહૂ સેન સમેત?" મન ગોવિન્દ શું રે. ૪૨

"તાહરૂં કારણ તૂં લિહિ, આનન્દ શું રે;
બિહિવાની કહી વાત, મન ગોવિન્દ શું રે. ૪૩

"ત્રણ દિવસ અદકા નથી, આનન્દ શું રે;
આડી છિ બિ રાતિ," મન ગોવિન્દ શું રે. ૪૪

કડવું ૭ મૂં-રાગ અસાઉરી-ધન્યા

શઙ્ખ ચતુર્ભુજિ પૂરિઉ રે, ઊલટયા શ્રીરણછોડ;
શૂર ધીર સોહામણા રે, યાદવ છપ્પન ક્રોડ. ૧

તવ રથ આણી સજ કર્યું રે, ગરુડિ ગોવિન્દનિ કાજિ
બિહૂ જણ બિશી સંચર્યારે, ત્રીજા શ્રી ઋષિરાજ. ૨

એક ક્ષણ માંહિ આવિઆ રે, ગઙ્ગા કેરિ તીરિ;
ગરુડ કિહે, "ગોદાવરી રે, નાહિઇ નિર્મલ નીરિ, ૩

ઢાળ—નીર નિર્મલિ નાહિઇ," ક્ષણ રહ્યા શ્રીયદુનાથ;
બલભદ્ર તિહાં આવી મિલ્યા રે, સબલ સેના સાથિ. ૪

શૂર ધીર સોહામણા, દલ ક્ષોહણી અગિઆર;
વેગિ આવ્યા વિદુર્ભા, જૈ મિલ્યા જાન મુઝારિ. ૫

ચુહુદિશિ જોતાં ફરિ, કિહિ, 'શી વિધિ છિ શિશુપાલ?
પૂછિ તિહાં કિહિ, 'આપણા, કો ન જાણિ ગોપાલ.' ૬

કુણિ જાણ્યા અપૂર્વ નરનિ, કુણિ જાણી જાન;
ગોપ્યવત ગોવ્યન્દ ગયા છિ, મોડવાનિ માન. ૭

શશી એક પૂરણ કલા, જાણિ તેજ શૂં નવ લક્ષ;
રવૌ ઊગિ તિમિર ત્રાસિ, ગરુડ ગોવ્યન્દ સુક્ષ. ૮

એઠ ઠામિ ઊતર્યા, ભીમક લ્યાવ્યુ ભેટ;
ચરણામ્બુજિ પ્રભુનાં જઇ નિ, પડ્યુ પગલાં હેઠિ. ૯

બાંહિ સાહી બિહુ કરી દીધૂં, આલિઙ્ગન અવિનાશિ;
સન્તોષી શ્રીહરિ નિ, પછિ ગયુ મધ્ય-અવાસિ. ૧૦

વિપ્રિ જૈ કહ્યૂં રૂક્ષમણી, "બાઇ ! આવ્યુ તાહરૂ નાથ;
સબલ સેના સજ કરી, બલિભદ્ર બાન્ધવ-સાથિ." ૧૧

ઉચિત આવ્યાં અભિનવાં, ચેહનિ ઘટિ ચેહવૂં દાન;
જાણિ રાહુ-મુખથુ શશી છૂટિ, કલા-સર્વ-નિધાન. ૧૨

આનન્દ પામી અતિ ઘણૂં, પગ ઊપરિ નામ્યૂં શીસ;
જઇ ત્રિ ભોઇયિ ચઢી તાસણી, તે જોવા શ્રી જુગદીશ. ૧૩

સુદેવ દેવિ દેખાડિયા, "એ ચતુર્ભુજ અવિનાશ;
શ્યામ વર્ણ સોહામણુ, કન્દર્પ-કોટ પ્રકાશ." ૧૪

દર્શન દેખી હર્ષ સદનિ, કારિ વિહિ અપાર;
"હું મન્દમતિ અભાગણી, કિમ વરિ એ ભરતાર." ૧૫

પ્રસન્ન ગતિ પૂજા કરી, પ્રભુ પ્રીછવ્યા તત્ખેવ,
"ગોધૂલિક વેલાઇ આવજ્યો, અમ્બિકા દ્વારિ દેવ!" ૧૬

સમિ અવસર આવિઆ નિ, ધવલ ઘોસટ થાઈ;
સજાઇ ઘિરિ સર્વનિ, માનુની મઙ્ગલ ગાઇ. ૧૭

વાજિત્ર વાજિ, ગિહિ માંડ ગાજિ છાજિ સર્વ શણગાર;
કુઙ્કુમ ચન્દન છાંટણાં, તિહાં મિલ્યા માગનહાર. ૧૮

સ્વજન સહૂ શોભા દિયિ, કૂંઅરી નાનુ ચેહ;
હાવિ વર છોડિ વિનતા ચઙ્કિ, દુઃખ દાલિદ્ર ભંજની તેહ. ૧૯

નમણુ નીર નિવરાવિઊં, સોહાવિઆ શણગાર;
સુન્દરી ષોડશ-વારબી, તે રૂપનુ નહીં પાર. ૨૦

કડવું ૮ મૂં—રાગ કેદાર શુદ્ધી

કન્યારૂપ અતિ યૌવન-વેશ, નખશિખ શોભા અઙ્ગ સુદેશ;
શશિમુખ સવિતા તપ તન કોડ઼, કામરૂપ રહ્યા કર જોડ઼િ. ૧

ચૂંનડી જાદર ચમ્પાવરણી, લોચનિ લલિત લજાવિ હરણી;
કરલા કેશ રચ્યા આપેલ, નિહિરી–નાગ દન્તાલી વેલિ. ૨

મિણીપટી માંહિ માંગ સમારી, મધિ સિન્દૂર પતઙ્ગ રિપુહારી;
વેણી વિશાલ વ્યાલજિત કાલી, રાખડલી રચના રતનાલી. ૩

ચમરી ચૂંનડી લડસડ મોતી, કેસરી આડ દશન મુખ જોતી;
ખીટલી ઉગનિઆં સોહિ ઝાલ, બાણુ કટાક્ષ ગજગતિ ચાલિ ૪

ફૂલી સિંધુ નિ શીસફૂલ, ડાંડલ રત્ન જડયાં છિ અમૂલિ;
ચિબુક શ્યામ અધર પ્રવાલી ડાડિમ દાંત, તમ્બોલરઙ્ગાલી ૫

કણ્ઠિ હાર નગોદર શોભિ, માદલ અવલિઆં સન લોભિ;
ચમ્પકકલી પદકડી પાટુ કાલી લર સરઝાલ ાને કાંટુ. ૬

ઝૂમણું બિહિરખા બાજૂ બન્ધ, ચન્દનમાલતી જાતિ સુગન્ધિ;
ચૂડી રૂડી કરિ કારેલી કંચન કાંકણુ વિચ વિચ વેલી. ૭

પાઈ નિપુર ઝાંઝર ઝમકિ, વીંછીડા ઘૂઘર ઘમકિ;
રૂક્ષમણી અઙ્ગુલી પગ વિચિવઙ્કા, કદલી સ્થમ્ભ, કાટે કેસરલઙ્કી ૮

સાથ ઉરગ અલતાયિ અરચ્યા, પીલ્યાં કુહ્કુમ તાન્દુલ ચરચ્યા;
મલિ સુહાસિણુ ઝાકઝમાલ, મુગતાફલ ભરી કંચનથાલ. ૯

આપણુપાં અક્ષાણું લ્યાવી, દધિ દૂર્વા કરી દેવી વધાવી;
ઇડી પીડી ઊપરિ વારી, પૂજી અરચી પાટિ બિસારી. ૧૦

સાથિ સહિઅર લક્ષ સોહાઇ, કુલદેવ્યા પજિવા જાઇ;
સર્વ સજાઇ કેસ ભોગ, ગોધૂલિક પરિપૂરણુ યોગ. ૧૧

રૂક્ષમૈઇ કહાવ્યું શિશુપાલ, સેના સબલદલ ઝાકઝમાલ;
જરાસન્ધ, યાદવ, પધરાવ્યા, ખણ્ડ ખણ્ડના ભૂપતિ આવ્યા. ૧૨

મ્યલિઆ છત્રપતિ સુલક્ષ, સુરિનર અસુર પવન જન યક્ષ;
વિરંચિ ઋષિ સહસ્ર અઠયાશી, દેવાઙ્ગના અમરાપુર–વાસી ૧૩

શઙ્કર શેષ દશિ દિગપાલ નવ ગ્રહ ગાન્ધર્વ નક્ષત્રમાલ;
તિહાં શિશુપાલ તણી દૃરિ આણ, બીજા ભૂપતિ બોલિ પ્રાણ. ૧૪

"જો જો, જાલવજ્યો કોઇ હરશિ, કૃષ્ણ ચોર આવી છેતરશિ;
યાદવ પાસિ ઊભા જાણ, રથ રેવન્ત રાખી રહ્યા પ્રાણ. ૧૫

બે બાજૂ બલવન્તા રાઇ, બીજા જન જોવા નિ જાઇ;
એક એકનાં પૂછિ નામ, ઘિર દેવાલિ લગિ નહીં ઠામ. ૧૬

હાવિ હર કાંત કસ નહીં વાર, જહીં જુઇઇ તહીં જિજિકાર;
એક ધાઇ ધરી ધોસટ ગાઇ, એક ચમર ઢલવાઇ. ૧૭

લીલાઇ લીધી વરમાલ, બીજિ કરી લર ઝાકઝમાલ;
એકિ હરિ પૂજા-ઉપહાર, ચુહુદિશિ યૂથિ મિલી બહુ નારિ. ૧૮

ચતુરાં ચાલી હલવિ હલવિ, મધુર વચન બોલિ અતિ અલવિ;
ગુણ દેખી રીઝયા ગુણવન્ત, શ્વાસ ત્રાસ ઊડી ગિઆ જન્ત. ૧૯

મૂર્છા પામ્યાં દેવી દર્શન્નિ, જાણિ કેલિ ભરી કરસણ્નિ.
ચીતવીત કીધા રાણાબાઇ તવ વલિઆ નીસાણિ થાઇ. ૨૦

ઘૂસકિ ઢોલ મૃદઙ્ગ નીસાણ, નાલ બન્દૂક નિ છૂટિ, બાણ;
હેગિ તાગ નાગ ધિગ ધિગ, રૂપ અનોપમ વીર વહઙ્ગ, ૨૧

દેવી પુહુતાં દેવલ માંહિ, રાણારાય રહ્યા સવિ ત્યાંહિ. ૨૨

કડવું ૯ મું-રાગ રાજવલ્લભ

પ્રતક્ષ પૂજ્ય નિ પરમેશ્વરિ, પૂજ્યા સહૂ સંયોગ;
શુ શુ શાક, શુ પાકશૂં રે, નાના ભોગ-
ઉત્તમ અગર ઉવેખિઆં રે. ૧

કપૂરિ આરતી થાઇ, ઘણ્ટા તાલ વધામણું રે;
લીલા લાગી પાઇ, "કર જોડી નિ કરૂં વીનતી રે. ૨

માતા! તૂં અવિધારિ, પૂરિ મનોરથ માહ્‌રા રે;
વર ઈચ્છૂ મુરારિ મનસા વાચા કરી કહૂં રે. ૩

આઇ! મિ કીઈ હુયિ સેવ, તે સહૂ સફલ કરુ કાલિકારે.
વર દેજ્યો વાસુદેવ, તે વર સુન્દર આંહિ આવિઆ રે; ૪

રક્ષા કરજ્યો માત! બાન્ધવ-બોલ ઉવેખજ્યો રે;
મહિમા પામજ્યો તાત, શ્રી મુખિ કિહિ અમ્બે! એ હશિ રે? ૫

વાર મ લાઇશ ખેવ," પગ વન્દીનિ પાછાં વલ્યા રે;
દર્શન પામી દેવ, ચિહિન-ચતુર્ભુજ ઓલખ્યાં રે. ૬

પાઇ પદ્મ ઇધાણ, મેઘ શ્યામ સોલી ચઢી રે;
સુન્દર સારિઙ્ગપાણ, ભૂપતિ ભેદ ન જાણી રે. ૭

માંહોમાંહિ કરિ વાત, એક કિહિ, 'આંહિ આવશિ રે;
તાણીનિ લિહિશૂં હાથ,' એક કિહ, 'અહ્‌મ્યો ઓલખ્યા રે. ૮

વહુ અરનિ કણ્ઠિ માલ, 'એક કિહિ, 'ફોકટ ફાંફાં કાં કરુ રે;
જુ શિર ઊભુ શિશુપાલ, દેવી દ્વારિ પધારિઆં રે. ૯

પ્રભુયિ જાણી પ્રીતી, રથિ બિસાર્યાં રાણીરૂક્ષમણી રે;
યાદવ પામ્યા જીત, હરિયિ હરકાંતિ હય હાંકઆ રે. ૧૦

પૂંઠિ પડ્યુ પુકાર, માંહોમાંહિ વઢવા રહ્યા રે;
વરત્યુ મારો મારિ, બાણ છૂટિ નિ ત્રૂટિ તાજણાં રે. ૧૧

ફૂટિ ગોલા-નાલ, પાડિ પાડિ કહી પૂંઠિ પલિ રે;
શર સાંધ્યૂં શિશુપાલિ, ઘોડા ઘોડા માંહિ ગરિ રે. ૧૨

મેગલ મેગલ માંહિ, હડીઈ આવ્યા તે હેઠા પડિ રે;
ઊઠાડિ સાહી બાંહિ, સલક્યુ શેષ, ધ્રૂજી ધરા રે. ૧૩

પર્વત કીધા ચૂર, સેન તણી તે સઙ્ખ્યા કહૂં રે;
યમ સાગરનૂં પૂર, જરાસન્ધ ધાઇ ગયું રે. ૧૪

દિઠ્યા શ્રી ગોપાલ, "હવિ કિહિ, કિહાં જાઈશ કૃષ્ણિઆરે!
હૂં નહીં જાણ્યુ કાલ, ઘણી વાર વાહી ગયું રે. ૧૫

હજી નહીં તમ લાજ, શીંચાણાનિ મુખિ સાવજૂં રે;
કિહિ, કિમ જાઇશ આજ?" વિકટ વાયક હરિ યિ સાંભલ્યાં રે. ૧૬

કોપ્યા શ્રી યુગદીશ, સુન્દર સન્મુખ માહ્લુરે;
માર્યા કોટિ એકવીશ, તુહી પ્રાજિ ન પામિઆ રે. ૧૭

જોરાવર શિશુપાલ, પ્રભુ પ્રાણુનિ શણતા રે;
જો મુખિ દેતુ ગાલ, "ડાઉલ દેશ થુ આવિઉ રે. ૧૮

હૂં કિમ પાછુ જાશ? સેન સહૂનિ ઈહિાં નીગમૂં રે;
તન ધન હીણુ થાશ, "ભૂપતિ કિહિ," રુખિ ભાગિઆરે! ૧૯

સુણિ જરાસન્ધ વાત, તવ સમરાં જરા રાખ શિ રે." ૨૦

કડવું ૧૦ મું–રાગ દેવગન્ધાર

જરા પધાર્યાં જાનમાં, ડોશી જગ જૂરણુ;
યાદવના યૌવન હર્યાં, કીધા વય પૂરણુ. ૧

શ્રવણિ બોલ નવિ સાંભલિ, ફરી આંખિ નવિ સૂઝિ;
નાક ગલ બોલિ બોબડૂં, કટી ભાગી ધ્રૂજિ. ૨

આંહિ નહીં પડિ આંખડી, કરિ લાકડી સાહી;
ધવલ કેશ કાયા લેલરી, સહૂ સેના વાહી. ૩

અસૂરજ જાણિ શ્રીહરિ, વિચારી તવ વાત;
પ્રદ્યુમ્ન કુમાર પધારિઆ, તેણિ આણી ઘાત. ૪

ઘશી નારિ ઝોંટિ પરી, હરિ છિ તિહાં લ્યાવ્યુ;
નાખી પાતાલિ પાપ્યણી, શેષ સાહસુ આવ્યુ. ૫

આકાશિ ઊલાલતાં, મુનિ નારદિ વારી;
પછિ રહી મૃત્યુ-લોકમાં, પીડા સંસારી. ૬

'જરા ! જુ ભાગી,' ઇમ કહિ, હાવિ નાહ્સુ તન્ન
પગ પૂજુ જઇ કૃષ્ણુના, એહ છિ પ્રાણજીવન્ન.' ૭

માતા ! એહ્‌વૂં કાં કહૂ ? અહ્મનિ દુઃખ થાઇ;
તહ્મો તહ્મારૂં ભોગવુ, પોતિ નાહ્‌શી જાઇ. ૮

ચેહ્‌નિ બલિ બુદ્ધિ બોલતા, તેણિ મૂકી મામ;
હાવિ વીર વઢી રહ્યા, ચઢી મુખ-શ્યામ. ૯

પણિ પાછા નહીં ઉસરિ, વઢતા નહીં વારિ;
એક ઘાયિ સુ સામટા, નારાયણ મારિ. ૧૦

મહારાજિ માન મૂકાવિઆં, પાડી પાધર કીધા;
ચેહ્‌નિ દણ્ડ ચેહ્‌વા છટિ, તેહ્‌નિ તેહ્‌વા દીધા. ૧૧

શીસમૂંડ્યૂં શિશુપાલનૂં, સહૂ સેન સઙ્ઘાતિ;
મારી મુહુ કાલાં કર્યાં, ગઈ નવખણ્ડિ વાત. ૧૨

હારીનિ પાછા વલ્યા, લજ્જા ગઇ ભાગા;
રૂક્ષમૈઇ આવી શૂં કર્યૂં ? ફરી વઢવા લાગા. ૧૩

સાથ જુઉ શિશુપાલનુ, મુખ નાકજ ત્રુટાં;
પગ ભાગા કર કાઢિઆ, સન્ધાણ વછૂટાં. ૧૪

મૂરત-હીણા આવિઆ, વિચ માંહિ વગુતા;
શીસ ઢાંકી શિશુપાલનૂં, દેશ ડાઉલિ પુહુતા. ૧૫

સેના રૂક્ષમૈઆ તણી, લેઇ પૂંઠિ પલાઈ;
"ચતુરાં-ચોર ! ઊભુ રિહિ, કિહાં નાહ્‌શી જાઇ ? ૧૬

રૂંધીનિ કીધૂં રાખલૂં, યાદવ અકલાવ્યા;
કાંઇ મારિ છિ પાપિઆ ? અહ્મ્યો પ્રુહુણા આવ્યા." ૧૭

બલ કીધૂં બલદેવ શૂં, હરિયિ ઝાલ્યુ હાથ;
વિહિલ વિગ્રિ લેઇ ઘાલિઉ, લીધુ તવ સાથ. ૧૮

ઊપરિ બેઠા શ્રી હરિ, ત્રિભુવનનુ ભાર;
આક્રન્દ કરી કરી આકલ્યુ, "તૂં પ્રાણ-આધાર." ૧૯

તવ બોલ્યાં શ્રી રૂક્ષમણી, "અપરાધીનિ સાંખુ;
બાન્ધવ મૂકી માહરૂ, સ્વામી ! મહિમા રાખુ." ૨૦

કાઢીનિ કેશ મૂંડાવિઆ, વિચમાંહિ વિરામ્યુ;
પૂર્વિ યે બુદ્ધિ બોલતુ, તેહવુ મહિમા પામ્યુ. ૨૧

કડવૂં ૧૧ મૂં-રાગ આંદોલગુડી-દેશાખ

હરિયિ કીધૂંછિ હરણ, જીત્યા અશરણશરણ;
ભીમક ભૂપતિ આનન્દ્યુ, વર તુ વીશમ્ભર વન્દ્યુ. ૧

હરિજનનિ દેશ છણ્ડાવ્યુ, સર્જ્જન સુખિઆ કરી આવ્યા;
અણુવર રૂક્ષમૈઉ સાથિ, વર તુ ત્રિભુવનનુ નાથ. ૨

કન્યા કલિમલ-હરણી, ચતુરાં ચમ્પક-વરણી;
આદિમૂલ મહાદેવ, સુરિનર તેત્રીસ ક્રોડ દેવ. ૩

સાગર સમીપિ ગામ, વારૂ વિદ્યાવની શુભ ઠામ;
સહસ્ર અઠયાશી ઋષિ આવ્યા, વારૂ મણ્ડપ સોહાવ્યા. ૪

તલિઆં તોરણ બારિ, જિ જિ શબ્દ ઉચ્ચાર;
વાજિ ભેરિ મૃદગ્ગૈં, ઊપજિ તાન તે રઙ્ગિ. ૫

બલિભદ્રિ બોલાવી બુધિ દીધી, પૂજા યશવન્તની કીધી;
ચોરિ સાંતિક સારૂ, વલતૂં વિઠલિ વિચાર્યૂં ૬

વીરવડાનુ મહિમાઇ, કીધુ બલભદ્રનુ વિહવાઈ;
કન્યા રેવન્તી નામિ, રાજહસ્પતી ગામ. ૭

હાવિ શ્રીહરિ વરઘોડિ, ભરિઉ ખૂપ અમ્બોડું.
સાંભેલાં લક્ષ કોડિ, જાન સર્વ તે રણછોડ, ૮

ત્રીકમ તોરણિ આવ્યા, ભલી સજનીયિ વધાવ્યા;
તલિઆં તોરણ ત્રાટ, મિલિઆ બ્રાહ્મણ ભાર. ૯

પૂજી પાટિ બિસાર્યા, વરરાઈ વારૂ શણગાર્યા;
લીલાયિ રામ ઝાંલી બાંહિ, સાવધાનસમિ ભણાઈ. ૧૦

ધૂસકિ ઢાલ નીસાણ, મિલિઆ ચતુર સુજાણ;
હસ્તમિલાપક થાઇ, સજની જોવાનિ જાઇ. ૧૧

દેખે દમ્પતી દેવ, મોહી રહ્યા તત્ખેવ;
ધવલ માંગલ ગાઇ, તડયુ રૂક્ષમૈઉ રાઈ. ૧૨

રાજા રીતિ સોહાવ્યાં, કન્યાદાન દેવરાવ્યાં;
રચિ વિરંચિ કંસાર, યમિ યુગતિ સુરારિ. ૧૩

પાટિ અન્યોઅન્ય આવ્યા, ભલી સજની વધાવ્યાં;
ચતુરાં વદિછિ આશીશ, એ જીવુ કોડિ વરીશ. ૧૪

દમ્પતી મદનમોહન્ન, શોભા સકલ સોહન્ન;
કેશવિ કલિઉ કીજિ, ભુક્તશેષ અન્નાન દીજિ, ૧૫

તોરણ છોડીનિ બન્ધાવ્યાં, સજન ચોલ લિહવા આવ્યાં;
તિલક ત્રિભુવનનુ નાથ, અક્ષર આપિ છિ યુગમાત. ૧૬

મિલિઆં યાચકજન્ન, કરી ન વાર લિઇ ધન્ન;
આરતિ- ભંજન અવિનાશ, થિઉ રૂક્ષમૈઉ દાસ. ૧૭

બરદ કરી પૂંઠિ પલિઉ, વલતુ પાછુ નહીં વલિઉ;
વાસ્યૂં ભોજન કુણ્ડ ગામ, તિહાં રાઇ કીધુ વિશ્રામ. ૧૮

લીલા શ્રીરણછોડ, સુરિજન તેત્રીસ ક્રોડિ;
અનુદિન વેલાઈ મધ્યાહ્ન, કરશિ ચોર્યાશી નિતિ સ્નાન. ૧૯

અડસઠ તીરથ ગઙ્ગ, નવશિ નવાણૂં એક સઙ્ગિ;
એ સહૂ રહ્યાં એકિ ઠામિ, ધન્ય ધન્ય મૂલ મહાદેવ ગામ. ૨૦

કડવૂં ૧૨ મૂં–રાગ ધન્યાશ્રી

સુરિનર અતિ આનન્દિઆં, જન જાણુ રે:
દુન્દુભિ વાજ્યાં દેવ જન જાણુ રે. ૧

પ્રભુ પધારુ વિદ્રુભા, જન જાણુ રે;
વાર ન લાગી ઋદેવ, જન જાણુ રે. ૨

નગર નિવાસી આવિઆં, જન જાણુ રે;
સાહ્મા જાઇ વૈષ્ણવજન્ન જન જાણુ રે. ૩

ઉંછવ હુયિ વધામણાં, જન જાણુ રે;
આપ્યાં ફોફલ પાન, જન જાણુ રે. ૪

વલણ–પાન પરિમલ છાંટણા, કુઙ્કુમ કેસર સાર;
ઘિરિ ઘિરિ ગુડી ઊછલ, તલિઆં તોરણ બારિં. ૫

ધવલ માંગલ ગાઈ વનિતા, ભરી કંચન થાલિ;
અક્ષાણાં કરી લાછ-વરનિ, આનન્દિ ગોપાલ. ૬

યશોમતી માતા દેવકી, શ્રીનન્દ નિ વાસુદેવ;
ઘિરિ વહૂ આવ્યાં રૂક્ષમણી, આનન્ધાં તત્ખેવ. ૭

બાલા પ્રૌઢ યુવાવસ્થા, મલી સાસર વેડિ.
જોઇ મોહ્યા જગપત, ગઇ કન્યકાની કેડિ. ૮

આચાર રીતિ કરાવી એ, દમ્પતી પુહુતાં ત્યાંહિ;
આછણ છાંટી લાછ વહૂનિ, આવિઆં ઘર માંહિ. ૯

ગોત્રજ નિ પ્રણામ કીધુ, જમાડી સહૂ જાન;
સાલિ દાલિ નિ ઘૃત સારાં, પંચામૃત પકવાન્ન. ૧૦

પ્રભુયિ કરી પિહિરામણી, દેવતાનિ તત્ખેવઃ
સુરિજન મુનિજન વીનતી કિહિ, 'આગન્યા દિઉ દેવ! ૧૧

પ્રાણવલ્લભ! પ્રીતિ રાખું,' સહૂ માન માગી જાઇ.
હાવિ કથા સમ્પૂર્ણ થઈ, **શ્રી રુક્ષમણી-વિહિવાઇ.** ૧૨

પક્ષ તાં પરીક્ષિત તણુ, શુકદેવનુ પ્રસ્તાવ;
દુસ્તર તરવા ભકતનિ, **શ્રી ભાગવત-રસનાવ.** ૧૩

અન્ધ મારગ પામવા રે, પ્રગટ કીધી ચોતિ;
અર્ધ ઉદિ તિમિર ત્રાસિ, અવની થયુ ઉદ્યોત. ૧૪

તિમ કથા શ્રી જગદીશની, ત્રિહિતાપ પામિ ભઙ્ગ;
સુણિ શીખિ નિ સાંભલિ, તેહુનિ સદા પૂરણ રઙ્ગ. ૧૫

પદિ પદિ નામ અવિનાશનૂં, લિયિ-સફ્લ થાઇ જન્મ;
અવસાન-કાલિ જુ આવહિ, ત્રિહિ તાપ પામિ ભઙ્ગ. ૧૬

નહીં જુયિ ગુણ આચાર, ગાતાં ચાતુરી વિવેક;
હરિનામ યાંહિ તહીં સોહિલૂં, દોહિલૂં નહીં ક્ષણ એક. ૧૭

શ્રોતાજન! સહૂ સાંભલું કવિતા કિહિ મતિમન્દ;
સંવ્વત ૧૬૫૨, સુઝ ઊપનું આનન્દ. ૧૮

ચૈત્ર શુદિ ૧૧, મધ્યાહ્ન મઙ્ગલવાર;
પંચાઙ્ગ ચોગ શુભ માંહિ, પૂર્ણ કથાનુ વિસ્તાર. ૧૯

કૃષીકર્મ ઉદીચ્ય-વંશિ, **અનાવલ** સ્વસ્થાન;
રામ થાપી બરદ આપી, રખિ લિહિતાં નામ! ૨૦

અધેશ્વરના વાસ પાસિ, પૂર્વિં સૂપા ગામ;
ગણેશ-સુત કૂઢ કિંહે, સહૂ સભાનિ પરણામ. ૨૧

ગણપતિ ભારતી શ્રીય વૈષ્ણવ, શ્રોતા-વકતાનિ નમૂં;
તમ પ્રતાપિ યે કહ્યૂં, નિતિ નિતિ હરિચરણિ નમૂં. ૨૨

શ્રોતાજન! સહૂ સાંભલુ, યે કરિ શ્રી હરિનાં ગાન,
ગણેશસુત કૂઢ કિહિ, એ પૂર્ણ થયૂં આક્ષાન. ૨૩

॥ કડવાં ॥ ॥ ૧૨ ॥ ઇતિશ્રી રુક્ષમણી હર્ણ સંપૂર્ણ ॥ ॥ સંવત્ ૧૭૧૭ વર્ષે પૌષ વદી ૭ શનૌ વાસરે સંપૂર્ણ ભવતુ ॥ ॥ શ્રી રસ્તુ ॥ ॥ કલ્યાણમસ્તુ ॥ શ્રી



**નોંધ:**—શ્રી ફાર્બસ ગૂજરાતી સભા મુમ્બાઇના હસ્તલિખિત સંગ્રહનાં નં. ૬૪ ના ચાપડામાંથી ઉપરનૂં કાવ્ય અહીં લેવામાં આવ્યૂં છે. લહિયાયે સાં. ૧૬૫૨ની આસપાસની પ્રચલિત ભાષા છોડી દઈ પોતાના સમયની લોકમાં પ્રચલિતભાષામાં મૂલ કાવ્યની નકલ કરી છે. મેં તે ભાષા ન આપતાં સા. ૧૬૫૨ ની આસપાસ પ્રચારમાં રહેલી શિષ્ટ ગ્રંથોમાં મળી આવતી ભાષાનૂં સ્વરૂપ આપી સમ્પાદન કર્યૂં છે. આજ કાવ્યની સં. ૧૬૫૨ની આસપાસની ભાષામાં લખાયેલી નકલ મલે, તો બેશક તેનૂં ખરૂં સ્વરૂપ આપણને મળે. ત્યાં સૂધી આપણે ઉપર મુજબના સ્વરૂપવાળી ભાષાને સ્વીકારવામાં વાંધો ન ગણિયે.

સાં. ૧૭૧૭ની આસપાસ કયૂં ભાષાસ્વરૂપ હતૂ તે જેના ઉપરથી આ નકલ ઉતારવામાં આવી છે, તે નં. ૬૪ની પ્રતિમાંના તેજ કાવ્યના નીચેના નમૂનાથી પ્રતીત થશે.

': :શ્રી ગણેશાય નમ: ॥ ॥ શ્રા સરસ્વત્યૈ નમ: ॥ ॥ આક્ષાન રુક્ષમણી હર્ણ ॥ :॥ રાગ કેદારો ॥ ॥ નમો રે નમો શ્રી વીણાએક । સુધબુધ્યસુખદાએક ॥ કા એક ॥ માનસવાએક સ્તુતી કરુ રે ॥ ૧ ॥ શ્રીબાલા કુશલા કાલી । કીપા કરોરે કીપાલી ॥ દયાલી ॥ દાલીદ્ર દુષ ભય ભંજની રે ॥ ૨ ॥

શ્રી ગુરુચર્ણ કીપા કરો ॥ મુની માનભાવ મનમાં ધરો ॥ ઓચરો ॥ અભીક્ષ હોએ મુઝદીનને રે ॥ ૩ ॥ વૈષ્ણવ શ્રોતા વીનતી ॥ બહુ પંડીતની કરુ સ્તુતી ॥ દુમતી ॥ મુઝને દેવ દયા કરો રે ॥ ૪ ॥ વલણ ॥ ॥ કરો દયા કવી મુઢ કુઢ કહો પતીત પાવન થાંઉ ॥ વાસુદેવવેહેવા રૂક્ષમણી ॥ હર્ણ કથા રસ ગાંઉ ॥ ૫ ॥'

બેશક આ લહિયાયે જે ભાષાસ્વરૂપ આપ્યૂં છે, તે તે સમયનૂં ખરૂં, પરન્તુ જે જોડણી સ્વીકારી છે, તે શુદ્ધ છે, તેમ નજ કહી શકાય. તે સમયનાં શિષ્ટ લખાણ જુદાં તરી આવે છેજ.

સંપાદક.



• મુદ્રક અને પ્રકાશક • ભૂપતરાય મોહનલાલ દવે

# ઊર્મિ

ઊર્મિ પ્રિન્ટરી ડેન્સો હોલ કરાચી.

વર્ષ પાંચમું અંક ૧-૨જો

સળંગ અંક ૪૯—૫૦

## અનુક્રમણિકા

अस्मदीयम्

### લાંબાં ખણ્ડકાવ્યો



### ટૂંકાં પ્રસંગકાવ્યો



### પ્રાચીનકાવ્યો

# મુખ્ય શુદ્ધિઓ

| પૃ. | પં. | શુદ્ધ. | પૃ. | પં. | શુદ્ધ. |
|---|---|---|---|---|---|
| ૩ | ૨૭ | નવંરીત | ૬૪ | ૨૦૦ | તેનું |
| ૩ | ૧૬ | ચિકોરે; | ૭૧ | ૩૬૫ | નિશીથમાં |
| ૭ | ૨૫ | ઘટે | ૭૧ | ૪૨૨ | આ લીંટી પછી કાવ્યનો બીજો ખંડ શરૂ થાય છે. |
| ૧૨ | ૮ | અર્થસિદ્ધિ | ,, | ૪૨૪ | વદને |
| ૧૫ | ૧૦ | ભાષા | ૮૧ | ૮૦ | ગજવે |
| ,, | ૨૭ | ઉપરવાસ | ૮૨ | ૧૦૬ | છોરાંનો |
| ૧૬ | ૧૭ | અને એનો | ૮૪ | ૧૪૦ | ફૂંકી |
| ૧૭ | ૧૪ | આગળ | ૮૫ | ૧૮૦ | પાંખ |
| ,, | ૧૮ | નજરમાં ઘાલી | ૮૬ | ૧૯૭ | ઉપાયેજી |
| ,, | ૨૩ | उत्तररामचरित | ૮૮ | ૨૩૩ | પંક્તિની શરૂવાતમાં અવતરણ ચિહ્નો છે. |
| ૧૯ | ૨૫ | ધર | ,, | ૨૪૦ | અમારીને |
| ૨૦ | ૧૫ | ઋષિના | ૯૪ | ૯૩ | પડે |
| ૨૩ | ૧૦ | ૯૩ મી | ૯૮ | ૨૪ | આશ્વાસનો |
| ,, | ૨૬ | અર્થસિદ્ધિ | ૧૦૬ | ૭ | ચિત્રકારોને |
| ૨૪ | ૫ | ચોરે | ૧૦૭ | ૮ | પુરૂરવસની |
| ૨૬ | ૧૧ | સુત્તન્તમા | ૧૦૮ | ૫ | એલિલદા |
| ૩૪ | ૨૮ | ફૂંડાં | ,, | ૧૮ | unattainable |
| ૪૧ | ૨૧૬ | બુદ્ધી | ૧૧૩ | ૫૬ | નામ (કામ નહીં) |
| ૫૦ | ૩૯ | યુવરાજ | ૧૪૧ | ૯ | સંસારદોષતણી |
| ૫૩ | ૯૬ | ગંગા | ,, | ૧૩ | ભક્તિપીયૂષનું |
| ૫૪ | ૧૨૦ | સ્વાર્પણે | ૧૫૨ | ૧૫ | સાયબી |
| ,, | ૧૨૩ | ભર્યાં | ૧૫૩ | ૩૬ | સુણિયા |
| ૬૦ | ૯૧ | રૂઝાવવાને | ૧૫૮ | ૬૫ | ઉત્સાહ |
| ૬૧ | ૧૦૩ | કૃષ્ણાની | | | |

# કલાદર્શન

## ગુજરાતની ચિત્રકલાનો પ્રતિનિધિ સંગ્રહ

રવિશંકર રાવળ, રવિશંકર પંડિત, કનુ દેસાઇ, રસિકલાલ પરીખ, સોમાલાલ શાહ, કૃષ્ણલાલ ભટ્ટ, ચન્દ્રવદન ભટ્ટ, એ સાતે ગુજરાતી કલાકારોનાં, ૧૦"×૧૧"ના માપના વિવિધરંગી માઉન્ટ ઉપર ચોડેલાં દસ ચુનંદાં, પૂર્ણરંગી ચિત્રોનો અભિનવ સંગ્રહ.કાચું ૧–૪–૦; પાકું ૧–૮–૦ રજિ.–પોસ્ટેજ ૦–૬–૦

---

# ચિત્રશતક

## સવા રૂપચામાં સો ચિત્રોનો સંગ્રહ

કોણે કહ્યું કે કલાનો ઉપભોગ શ્રીમંતો જ કરી શકે? શુદ્ધ ઊંચી પસંદગીની, વિવિધતાવાળી અને સંસ્કારી કલાનો સુસમૃદ્ધસંગ્રહ, મધ્યમ સ્થિતિનો ગમે તે ગૃહસ્થ કે કરકસર-વાળો કોઈ પણ વિદ્યાર્થી ખરીદી શકે એટલી કિંમતે મળે છે. સુંદર ઉઠાવ • મજબૂત બાંધણી • કિં. ૧-૪-૦ પોસ્ટેજ ૩-૦-૦

---



જેને વિષે હવે વિશેષ જાહેરખબર કરવાપણું રહ્યું નથી એવું ઘરઘરનું જાણીતું અને જનજનનું માનીતું આવતી પ્રજાનું માસિક એની વિશુદ્ધ ગૌરવાન્વિત કલા, એના સંસ્કાર સંપન્ન જ્ઞાનપ્રચૂર લેખો, એની એકધારી ઊંચી કાવ્યસામગ્રી, એની મનોહારી વિવિધતાભરી માસેમાસની નવીનતા, બધું અનોખું છે–અજોડ છે. વાર્ષિક લવાજમ રૂ. ૬–૦–૦ :: ::: :: પરદેશ ૧૨ શિ.

**નમુનાના અંકના પૈસા પડતા નથી.**

એનો કોઇ પણ અંક જુઓ અને તમે ગ્રાહક થવા લલચાશો

# ગુજરાત



સાહિત્ય સંસદ તરફથી

**તંત્રી મંડળ :**

શ્રી. જ્યોતીન્દ્ર હ. દવે,
શ્રી. ધનસુખલાલ કૃ. મહેતા,
શ્રી. રમણ ન. વકીલ,
શ્રી. શંકરપ્રસાદ છ. રાવલ,
શ્રી. ભાનુશંકર બા. વ્યાસ.

વાર્ષિક લવાજમ :

હિન્દમાં : રૂ. ૫—૦—૦
પરદેશ : ૧૨ શીલીંગ

**સંસદના સભ્યો માટે**

લવાજમ : રૂ. ૪—૦—૦

કાર્યાલય :

૧૧૧, એસ્પ્લેનેડ રોડ,
કોટ, મુંબાઈ.

આદ્યતંત્રી :

**શ્રીયુત કનૈયાલાલ માણેકલાલ મુનશી**

## નવેમ્બર અંક

તા. ૧૫મી નવેમ્બરે પ્રગટ થયો છે

### મુખ્ય લેખો

| | |
|---|---|
| અર્ધે રસ્તે : | શ્રી. કનૈયાલાલ મુનશી. |
| પુત્રને વળાવ્યો (વાર્તા) : | શ્રી. ધનસુખલાલ મહેતા |
| વજ્રે તાંતરીઓ (સાહસ-કથા) | શ્રી. ચન્દ્રવદન મહેતા. |
| સળિયા પાછળ (નાટક) : | શ્રી. પુરૂષોત્તમ ત્રિકમદાસ |
| સાહિત્યમાં આંતરરાષ્ટ્રિય-ભાવના (લેખ) : | શ્રી. હંસા મહેતા. |
| સદભાગ્યે (વાર્તા) : | શ્રી. વિનોદિની નીલકંઠ. |
| નોંધપોથી : | શ્રી. "ગુપ્તા" |
| પત્રમાળા : | શ્રી. ભાનુશંકર વ્યાસ. |
| સાહિત્યના યાત્રાળુઓ : | શ્રી. શંકરપ્રસાદ રાવળ. |
| માનવતા : | શ્રી. રમણ ન. વકીલ. |

: ઉપરાંત :

કાવ્યો, દોહન, વર્તમાનસાર, તંત્રીસ્થાનેથી વિગેરે.

## ડીસેમ્બર અંકમાં

**શ્રી. કનૈયાલાલ મુનશીની નવી નવલકથા**

# જય સોમનાથ

શરૂ થઈ ગઈ છે.

# એકદમ સસ્તા ભાવે પુસ્તકોનું વેચાણ

| ચાલુ કમત. | પુસ્તકનું નામ | હાલ લેવાની કિંમત |
|---|---|---|
| ૩–૦ | વડોદરા રાજ્યની પુસ્તકાલય–પ્ર. | ૧–૮ |
| ૦–૩ | નળમયંતી | ૦–૨ |
| ૦–૩ | બાલકાવ્યો | ૦–૨ |
| ૦–૫ | શ્રેષ્ઠ સલાહકાર—૧ લો | ૦–૨ |
| ૦–૬ | " —૨ જો | ૦–૩ |
| ૦–૧૧ | મધુમક્ષિકા અને ભ્રમર | ૦–૫ |
| ૦–૧૪ | ઉત્તર હિંદુસ્તાની સંગીતનો ઇતિ. | ૦–૭ |
| ૩–૦ | શ્રી કર્વેનું આત્મચરિત્ર | ૧–૮ |
| ૦–૪ | ઘરમાં રમવાની રમતો | ૦–૩ |
| ૦–૧૩ | કેટલાક રોગો—૨ જો | ૦–૬ |
| ૧–૧ | પ્રગતિને પંથે | ૦–૮ |
| ૦–૧૧ | ભૂરચના | ૦–૫ |
| ૦–૧૪ | માનસશાસ્ત્રની દૃષ્ટિએ શિક્ષણક. | ૦–૭ |
| ૧–૫ | રોગ અને આરોગ્ય | ૦–૧૦ |
| ૦–૧૩ | માટીનો પ્રાકૃતિક ઇતિહાસ | ૦–૬ |
| ૧–૧ | લગ્ન અને ભવિષ્યની માતા | ૦–૮ |
| ૧–૧ | વિદ્યાશાળા | ૦–૮ |
| ૦–૧૧ | શિક્ષણનો શાસ્ત્રાર્થ | ૦–૮ |
| ૦–૬ | સિંહ | ૦–૩૫ |
| ૦–૧૨ | હિંદના ઇતિહાસની વાતો | ૦–૬ |
| ૦–૨ | છાત્રોને | ૦–૧ |
| ૦–૧૪ | આહારશાસ્ત્ર | ૦–૭ |
| ૦–૧૪ | બાળકેળવણી | ૦–૭ |
| ૧–૮ | વૈયાસિક ન્યાયમાળા | ૦–૧૨ |
| ૧–૨ | મોન્ટેસરી પદ્ધતિનો આત્મા | ૦–૯ |
| ૦–૧૨ | તારાશાસ્ત્ર | ૦–૬ |
| ૦–૬ | રામાયણ રહસ્ય | ૦–૩ |
| ૦–૬ | બાલરામાયણ | ૦–૩ |
| ૦–૮ | હાડપિંજર | ૦–૪ |
| ૦–૫ | આર્યોની ઓળખાણ | ૦–૨ |
| ૦–૬ | કુમાર વીરસેન ભાગ—૨ જો | ૦–૪ |
| ૦–૫ | પરિમલ | ૦–૩ |
| ૦–૮ | બાલવિજ્ઞાન ભાગ–૨ જો | ૧–૪ |
| ૧–૮ | બાલવિજ્ઞાન ભાગ–૩ જો | ૧–૪ |
| ૦–૯ | ચતુર બર્થોલ્ડ | ૦–૬ |
| ૦–૭ | સારી રીતભાત | ૦–૫ |
| ૦–૧૨ | વીર કથાઓ | ૦–૮ |
| ૨–૦ | અર્વાચિન સાર્વજનિક પુસ્ત. | ૧–૦ |
| ૦–૬ | વીર અભિમન્યુ | ૦–૪ |
| ૦–૬ | જીવરામ ભટ્ટ | ૦–૪ |
| ૨–૦ | ફુલછાબ | ૦–૧૦ |
| ૧–૮ | સોળ સુંદર વાતો | ૧–૦ |
| ૦–૫ | બાપુની કૂચ | ૦–૩ |
| ૨–૦ | વિનોદવાટીકા | ૧–૦ |
| 1–8 | Flowers of Life | 1–0 |
| ૦–૧૨ | ધર્મોપદેશ | ૦–૬ |
| ૦–૧૦ | રસદ્વાર | ૦–૫ |
| ૧–૦ | અ. સૌ. કુમારી | ૦–૧૦ |
| ૨–૮ | વિનોદવિહાર | ૧–૮ |
| ૨–૮ | ઓલીઆ જોશીનો અખાડો | ૧–૮ |
| ૦–૧૦ | મદનમંદિર | ૦–૬ |
| ૨–૦ | એલ્વા એડીસન (ઑગ્ગે કૃત) | ૧–૨ |
| ૧–૧૨ | યુરોપના શિક્ષણસુધારકો | ૧–૩ |
| ૧–૮ | ધર્મોની બાલ્યાવસ્થા | ૧–૦ |
| ૧–૦ | કેટલાક રોગો ભા. ૩ જો | ૦–૧૧ |
| ૧–૬ | વિષતંત્ર | ૧–૦ |
| ૦–૧૩ | વીરશૈવ સંસ્કૃતિ | ૦–૮ |
| ૦–૧૩ | સહકાર મિમાંસા | ૦–૮ |
| ૧–૮ | અમેરિકાનાં સંયુક્ત રાજ્યો | ૧–૦ |
| ૧–૦ | કુદરતનું અવલોકન | ૦–૧૦ |
| ૦–૧૩ | તક્રસેવન અથવા છાશસેવનવિધિ | ૦–૮ |
| ૦–૧૪ | મહાસાગર | ૦–૮ |
| ૨–૪ | વિજયમંત્ર અને ફત્તેહની ચાવી | ૧–૮ |
| ૧–૧૪ | રાજા છબીલારામ બહાદુર | ૧–[illegible] |
| ૧–૧૪ | ઇટાલીમાં નવચેતન | |
| ૨–૧૨ | અર્થશાસ્ત્ર | ૨–૦ |

લખો:—પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ૦ રાવપુરા, વડોદરા.

# અંજલિ ગ્રંથમાળા

## નવાં પ્રકાશનો

પાંચમુ પુસ્તક

### વેરાનમાં

**ઝવેરચંદ મેઘાણી**

આમાં દેશ-પરદેશના સાહિત્યમાં અને લેખકે નજરે જોયેલા પ્રસંગોમાં જ્યાં જ્યાં માનવતાનું રહસ્ય જોયું તે ટૂંકી વાર્તા, પ્રસંગચિત્રો અને ઉદ્બોધનના રૂપમાં આ પુસ્તકમાં મૂક્યું છે.

પૃષ્ઠ ૧૭૫ મુલ્ય એક રૂપિયો

છૂટક નકલના સોલ એજન્ટ,

**સી. જમનાદાસની કું.**

પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ-૨

## બે સુંદર ગ્રંથ

છઠ્ઠું પુસ્તક

### કાળા પાણીને પેલે

(બ્રહ્મદેશના પ્રવાસ પત્રો)

**રામનારાયણ ના. પાઠ**

આ પુસ્તકમાં લેખકે પોતે
દૃષ્ટિથી બ્રહ્મદેશમાં નજરે જે
જાણ્યું અને અનુભવ્યું તેનું
અને સાદી ભાષામાં બયાન આપ

**ડીસેમ્બરની અધવચ્ચે બ**
**પડશે.**

શાખા

**દિનકર કાર્યાલય**
સાબરમતિ

વાર્ષિક લવાજમ રૂ. ત્રણ.



ઉન્સો હોલ · કરાચી